# EASY STORIES

## FROM INDIAN HISTORY

# હિંદુસ્તાનના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ



મૅકમિલન અને કંપનિ લિમિટેડ-મુંબઈ

MACMILLAN & CO., LTD.

BOMBAY, CALCUTTA, MADRAS AND LONDON

12 Annas. કીમત ૧૨ આના

# EASY STORIES
## FROM
# INDIAN HISTORY
*(Illustrated)*

BY

E. MARSDEN, B.A., F.R.G.S., M.R.A.S.,
INSPECTOR OF SCHOOLS, CENTRAL CIRCLE, MADRAS (RETIRED)

TRANSLATED INTO GUJARATI
BY
RÂO BAHÂDUR KAMALÂSHANKAR PRÂṆSHANKAR
TRIVEDI, B.A.
HONORARY FELLOW, BOMBAY UNIVERSITY
PRINCIPAL, PREMCHAND RAICHAND TRAINING COLLEGE, *AHMEDABAD*
( Retired.)

MACMILLAN AND CO., LIMITED
BOMBAY, CALCUTTA, MADRAS AND LONDON
1921

 Price 12 Annas

# હિંદુસ્તાનના ઇતિહાસમાંથી

# સહેલી વાર્તાઓ

પુષ્કળ ચિત્રો સાથે


કર્તા

**ઈ. માર્સ્ડેન,** બી.એ., એફ.આર.જી.એસ., એમ.આર.એ.એસ.,

મધ્ય વિભાગની નિશાળોના ઇન્સ્પેક્ટર, મદ્રાસ (વાનપ્રસ્થ થયેલા),

મદ્રાસ સરકારના પત્રદર્શન અને હિંદુસ્તાનીના ભાષાન્તરકર્તા ને પરીક્ષક

(વાનપ્રસ્થ થયેલા).

ભાષાન્તરકર્તા

**રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,** બી.એ.,

મુંબઈ યુનિવર્સિટિના ઑનરરિ ફેલો, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલિજના પ્રિન્સિપલ

(પેન્શનર)



મૅકમિલન અને કંપનિ, લિમિટેડ

હોર્નબિ રોડ, કોટ, મુંબઈ

૧૯૨૧




કીમત ૧૨ આના

This book has been written in accordance with the orders of Government and has been approved by Government for use in Standards I., II., and III. of the Anglo-Vernacular Schools. It consists of easy stories from the History of India followed by a few easy tales from the local history of Gujarat. These Stories will lead to a continuous history in the higher standards of the school.

આ પુસ્તક સરકારના હુકમ પ્રમાણે લખવામાં આવ્યું છે અને અૅંગ્લો-વર્નાક્યુલર શાળાઓના ૧ લા, ૨ જા, અને ૩ જા ધોરણોમાં ચલાવવા માટે સરકારે મંજૂર કર્યું છે. એમાં હિંદુસ્તાનના ઇતિહાસમાંથી સરળ વાર્તાઓ દાખલ કરવામાં આવી છે, અને તેની સાથે ગુજરાતના સ્થાનિક ઇતિહાસમાંથી થોડીક સરળ વાર્તા આપી છે. શાળાનાં ઉપલાં ધોરણોમાં સલંગ ઇતિહાસ શીખવામાં આ વાર્તા પ્રવેશરૂપ થશે.

•

# અનુક્રમણિકા.

# હિંદુસ્તાનના ઈતિહાસમાંથી સહેલી વાર્તાઓ.

## ૧. રામ અને સીતાની વાર્તા.

૧. અસલના વખતના બધા ક્ષત્રિય રાજાઓમાં રામ રાજા સર્વથી વધારે પ્રખ્યાત હતા. ઉત્તર હિંદુસ્તાનમાં જે દેશ હાલ અયોધ્યા કહેવાય છે તેમાં એમના પિતા રાજ્ય કરતા હતા. આસપાસના તમામ મુલકમાં રામ સર્વથી વધારે બળવાન્ અને બહાદુર હતા.

૨. સીતા એક બીજા બળવાન્ ક્ષત્રિય રાજાની કુંવરી હતાં અને તે સમયની સર્વ કુંવરીઓ કરતાં રૂપમાં ચઢિયાતાં હતાં. એ રાજાની પાસે એક મોટું ભારે ધનુષ્ હતું અને એ ધનુષ્ નમાવી શકે તેની સાથે સીતાને પરણાવવાં એવું એણે પ્રણ લીધું હતું. સીતા એવાં સુંદર, એવાં મધુર, અને એવાં

તો કાન્તિવાળાં હતાં કે દેશના દરેક રાજકુમારની ઇચ્છા તેમની સાથે લગ્ન કરવાની થઈ હતી.

૩. આ ઉપરથી એક પછી એક તમામ રાજકુંવરે તે મોટું ધનુષ્ નમાવવાનો પ્રયત્ન કર્યો; પણ કોઈથી પણ તે નમાવી શકાયું નહિ. તે એવું તો ભારે હતું કે કેટલાક કુંવરોથી તો જમીન ઉપરથી તે ઊંચું પણ થઈ શક્યું નહિ. પણ **રામ** આવ્યા એટલે એમણે તો એ મહાન્ ધનુષ્‌ને રમતા હોય એમ સહેલથી વાળી દીધું અને એટલું તો વાળ્યું કે એના કડાક દઈને બે કકડા થઈ ગયા. "ધન્ય છે!" "ધન્ય છે!" એમ ચારે તરફથી વાહવાહના, આનન્દના પોકાર ગર્જી રહ્યા અને **રામચન્દ્રને સીતાજી** સાથે ભારે ઠાઠથી પરણાવવામાં આવ્યા.

૪. પિતાનો પ્રેમ સર્વ કુંવરો કરતાં **રામ** ઉપર વધારે હતો અને પોતાના મરણ પછી **રામ અયોધ્યા**ની ગાદીએ બેસે એમ તેમની ઇચ્છા હતી. તેમને ત્રણ રાણીઓ હતી, તેમાં **રામ** મોટામાં મોટી રાણીના પુત્ર હતા; અને **રામ**ને નહિ, પણ મારા પુત્ર ભરતને ગાદી મળે એવી નાનામાં નાની રાણીની ઇચ્છા હતી.

૫. અગાઉ એક દિવસ તે ઘરડા રાજાએ પોતાની નાની રાણીને કહ્યું હતું કે "તમારી મરજીમાં આવે તે મારી પાસે માગશો, તે હું ખુશીથી આપીશ." તે આ પ્રસંગે બોલી,



રામ નિશાન મારતાં શીખે છે.

"રામને ચૌદ વરસ વનમાં મોકલો અને તમારા મરણ પછી મારો પુત્ર રાજા થાય એવું વચન આપો."

૬. આ પ્રમાણે રાણીને બોલતી સાંભળીને તે વૃદ્ધ રાજાને ઘણો ખેદ થયો. પોતાના વહાલા પુત્રને વનવાસ કરાવવાના વિચારથી તેમનું હઈયું ફાટી ગયું. અયોધ્યાની તમામ પ્રજા આ સુંદર, શૂરવીર, બાળ રાજકુમારને બહુ ચહાતી હતી, તે આથી બહુ ગુસ્સે થઈ. લોકોએ **રામને** વનવાસ ન જવાને બહુ બહુ વીનવ્યા, પણ **રામે** તેમનું કહ્યું ગણકાર્યું નહિ. તેમણે કહ્યું, "ક્ષત્રિય રાજાએ પોતાનું વચન પાળવુંજ જોઈએ. ભલેને વનમાં મારૂં મરણ થાય, પણ મારા પિતાએ પોતાનું વચન તોડવું ન જોઈએ."

૭. **સીતા** પોતાની સાથે આવે એવી રામની મરજી નહોતી. ઘોર વનમાં તેનાથી મારી સાથે રહેવાશે નહિ એમ તે ધારતા હતા, તેથી તેમણે **સીતાને** કહ્યું, "તમે ઘેર રહેજો." પણ **સીતા** રામથી છૂટાં રહે એવાં નહોતાં. તેમણે કહ્યું, "જ્યાં તમે ત્યાં હું. હું તમારી સાચી પત્ની છું અને તમારાથી કદી છૂટી પડવાની નથી. તમે રાજમહેલમાં સુખ ભોગવો ત્યારેજ તમારી સાથે રહેવાને કંઈ હું તમને પરણી નથી. તમે જ્યાં જશો ત્યાં હું તમારી સાથેજ સુખી થઈશ એમ મારી ખાતરી છે. મારા પ્રિય સ્વામી **રામચન્દ્રજી** સાથે હશે તો ભયાનક જંગલ પણ મને રાજમહેલ જેવું સુખ આપશે, અને એઓ

સાથે નહિ હોય તો સુંદરમાં સુંદર રાજમહેલ પણ મારે મન તો એક બેરાન જંગલના ઝુંપડા જેવો છે. મને એકલી રહે-વાનું કહેશો મા. જીવમાં જીવ છે ત્યાંસુધી જ્યાં તમે ત્યાં હું, અને જ્યાં તમે દેહ છોડશો ત્યાં હું પણ દેહ છોડીશ."

૮. આમ **રામ** પોતાના પિતાનો રાજદરબાર છોડી નીકળી પડ્યા, અને એમના ભાઈ **લક્ષ્મણ** પણ એમની સાથે થયા. **રામ**, **સીતા**, ને **લક્ષ્મણ** નગરમાંથી નીકળી ઘણે દૂર ગયાં. પ્રથમ તેઓ મધ્ય હિંદુસ્તાનના ડુંગરી પ્રદેશમાં અને પછી દક્ષિણ હિંદુસ્તાનનાં મોટાં જંગલોમાં ગયાં. રસ્તામાં મોટી મોટી નદીઓ આવી તેને પાર તેઓ મછવામાં બેસીને ઊતર્યાં.

૯. **રામ અયોધ્યા**માંથી ગયા પછી વૃદ્ધ પિતાથી તેમના વિના રહી શકાયું નહિ અને શોકમાં ને શોકમાં તેમણે દેહ છોડ્યો. તેમની દુષ્ટ સાવકી માએ ધાર્યું કે હવે મારો પુત્ર ગાદી પર બેસશે. પણ એ તો ભલો અને સાચો હતો અને **રામ**ને ચહાતો હતો. પાછળ જઈ એણે તેમને શોધી કાઢ્યા અને ત્યાંથી **અયોધ્યા** પાછા ફરી રાજ્યાસન પર બેસવાને માટે તેમને બહુ બહુ સમજાવ્યા.

૧૦. પણ કેમે કર્યા **રામ** પાછા ફર્યા નહિ. તે બોલ્યા, "મારે વનમાં ચૌદ વરસ રહેવું એવી મારા પિતાએ મને આજ્ઞા કરી છે અને તે પાળવાનું મેં વચન આપ્યું છે. ક્ષત્રિય રાજકુમારથી વચન તોડાય નહિ. ચૌદ વરસ પૂરાં થશે ત્યાંસુધી હું કદી



રામ વનવાસ જાય છે.

પાછો ફરવાનો નથી." આથી નાના ભાઈને એકલા પાછું જવું પડ્યું. પણ તે પણ પોતે ગાદી પર બેઠો નહિ. હકદાર રાજા **રામ** છે એમ બતાવવાને માટે તેણે ગાદી ઉપર **રામ**ની પાદુકા મૂકી, અને પાછા આવે ત્યાંસુધી તેમને બદલે **અયોધ્યા** ઉપર કારભાર ચલાવ્યો.

૧૧. ઘણાં વરસ **રામ** ઘોર વનમાં રહ્યા. ત્યાં જે લોકો વસતા હતા તેમની સાથે તેમને દોસ્તી બંધાઈ. તેઓ કદે નાના અને રંગે કાળા હતા, તેમજ આકારમાં કદ્રૂપા હતા અને ઝાડોમાં રહેતા હતા. ક્ષત્રિયો તો ઊંચા, ગોરા, ને શોભિતા હતા, તેથી તેઓ આ લોકોને વાનર કહેતા.

૧૨. એક દહાડો **રામ** અને **લક્ષ્મણ** શિકાર કરવા ગયા હતા એવામાં એક નિર્દય રાજા **રાવણ** બાપડાં **સીતા**નું હરણ કરી ગયો, અને પોતાને દેશ **લંકા** લઈ ગયો. એ **લંકા**ને હાલ **સીલોન** કહે છે. **સીતા**ને પાછાં લાવવા માટે **રામ** **રાવણ**ની પાછળ પડ્યા અને એ કામમાં તેમને જંગલમાં વસતા કાળી ચામડીવાળા વાનર મિત્રોએ મદદ કરી. તેમના એક સરદારનું નામ **હનુમાન્** હતું. તેને હિંદુઓ વાનરદેવ તરીકે પૂજે છે. **રાવણ**ને મારી **રામચન્દ્ર** **સીતા**ને સહીસલામત પાછા લાવ્યા.

૧૩. આખરે, ચૌદ વરસ પૂરાં થયાં એટલે **રામ** **અયોધ્યા** ગયા અને ત્યાં તેમણે ઘણાં વરસ રાજ્ય કર્યું. તેમની જિંદગીનો ઇતિહાસ રામાયણ નામના પુસ્તકમાં વર્ણવ્યો છે,

હજારો વર્ષ થયાં હિંદુઓ **રામચન્દ્રને** દેવ તરીકે પૂજે છે. દરેક હિંદુ છોકરાએ **રામ** જેવા બહાદુર ને એકવચની થવા પ્રયત્ન કરવો જોઈએ અને દરેક હિંદુ બાળાએ સુંદર, મધુર, અને પ્રેમાળ **સીતાજી** જેવી થવા કોશીશ કરવી.

## ૨. બુદ્ધની વાર્તા.

૧. રામના જમાના પછી ઘણે લાંબે વખતે, આસરે ૨,૫૦૦ વર્ષ ઉપર, એજ **અયોધ્યા** પ્રાન્તમાં એક બીજો ક્ષત્રિય રાજા થઈ ગયો, તે બહુ પ્રખ્યાત થયો. તેનો પિતા **શાક્ય** નામના લોકો પર રાજ્ય કરતો હતો. તે બહાદુર અને લડવૈયો હતો. તેને એકનો એક પુત્ર હતો તેનું નામ **ગૌતમ** હતું. તેને **સિદ્ધાર્થ** પણ કહેતા હતા. તે પોતાના જેવો શૂરવીર થાય એવી તેની ઇચ્છા હતી.

૨. આ કારણથી રાજાએ **ગૌતમને** ભાલો, કામઠું, અને તલવારનો ઉપયોગ કરતાં શિખવ્યું. રાજકુંવર સુંદર અને કાન્તિવાળો હતો, અને રાજા તેમજ તેની પ્રજાના સર્વ લોકો તેને માટે મગરૂરી ધરાવતા હતા. કુંવરને પરણાવવામાં આવ્યો હતો અને તેની સ્ત્રીના પર તેનું ઘણું વહાલ હતું. એ સ્ત્રીથી તેને એકપુત્ર થયો હતો. **ગૌતમને**



કુમાર સિદ્ધાર્થ.

રહેવાને રાજાએ સુંદર મહેલ આપ્યો હતો, અને ત્યાં તેને હરેક રીતનું સુખ મળી શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી.

૩. ગૌતમ ઘણો ડાહ્યો અને વિચારવન્ત હતો. તેની વાણી ઘણી મીઠી હતી અને હૃદય ઘણું માયાળુ હતું. બધાં પ્રાણી તરફ તે દયા બતાવતો હતો. ઘણી વાર શિકાર કરતાં કરતાં, જ્યારે તે બાપડાં નિરપરાધી હરણાંને જંગલમાં ઘાસ ચરતાં જોતો ત્યારે તે એકદમ અટકી જતો, તેનું હઈયું દયાથી ભરાઈ જતું, અને તેનું કામઠું તેના હાથમાં અર્ધું ખેંચેલું ને ખેંચેલું રહી જતું. તે બોલી ઊઠતો, "એ બાપડાં પ્રાણીને મારે શા માટે મારવાં જોઈએ?" એમ કહી તે તીર ભાથામાં મૂકી દેતો અને કોઈ પણ જાતનો શિકાર કર્યા વગર પાછો ઘેર જતો. ઘણી વાર ઘોડા પર સવારી કરી સરતમાં ઘોડો દોડાવતાં દોડાવતાં તે એકદમ થોભી જતો; કેમકે તેને એમ લાગતું કે ઘોડો થાકી ગયો છે ને તે ખૂબ હાંફે છે. આવી વખતે તે સરતમાં હારતો તો તેની તેને દરકાર નહોતી, પણ એડી મારી ઘોડાને દોડાવવાનું તેને કદી મન થતું નહિ.

૪. એક વખત, વસન્ત ઋતુના દિવસમાં તેના પિતાએ તેને કહ્યું, "ચાલો, મારી સાથે ઘોડા ઉપર સવાર થઈ ફરવા નીકળો, ખેતરો કેવાં સુંદર દેખાય છે તે આપણે જોઈએ." એ પ્રમાણે તેઓ ધીમે ધીમે ઘોડા ચલાવી આસપાસ નજર કરતા હતા, અને બાગ અને કુવાઓથી શોભિતા પ્રદેશો, લીલું-

છમ જેવું ઘાસ અને અનાજનાં ભરેલાં ખેતરો, અને ફળથી નમી પડતાં ઝાડો જોઈને ગૌતમને આનન્દ આનન્દ થઈ રહ્યો. પણ એવામાં તેણે એક ખેડુતને મુડદાલ જેવા બળદને હાંકતાં જોયો. તેની પીઠ પર સોજો આવ્યો હતો અને ખેડુત તેને લાકડીથી મારી મારીને ચલાવતો હતો; પણ તેથી તેને એટલી બધી વેદના થતી હતી કે તેને લીધે તેનાથી ચલાતું નહિ અને ઘણી વાર બેસી જવા જેવું કરતો હતો. આગળ ચાલતાં ગૌતમે એક બાજ પક્ષીને કબૂતર ખાતાં જોયું. વળી થોડેક આગળ ચાલ્યો એટલે તેણે એક કબૂતરને માખીઓને મારી ખાતાં જોયું. આ બધા દેખાવથી તે બહુ શોકાતુર થઈ ઘેર પાછો ફર્યો.

૫. આ બનાવ બન્યા પછી થોડેક દહાડે ગૌતમને એક રાત્રે સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેણે એક ઘરડો ને નબળો માણસ જોયો. તેનાથી ચાલી શકાતું નહોતું અને ઘડપણથી એવો તો નબળો થઈ ગયો હતો કે તેનાથી ઊભાં પણ ભાગ્યેજ રહેવાતું. આ માણસને જોતો હતો એવામાં તેણે એક એવો અવાજ સાંભળ્યો કે "ગૌતમ, તું પણ આ માણસના જેવોજ ઘરડો ને નબળો થઈશ." ત્યારપછી તેણે એક બીજો માણસ દીઠો, તે ઘણો બીમાર હતો અને મંદવાડની વેદનાથી બૂમાબૂમ પાડતો હતો. તેને જુએ છે એવામાં તેણે પાછો એક અવાજ સાંભળ્યો, "ગૌતમ, તું પણ એક દિવસ એનાજ જેવો માંદો

થઈશ અને તને પણ એનાજ જેવી પીડા થશે." પછી તેણે એક માણસને ટાઢને લીધે સજડ થઈ ગયલો અને જમીન પર મુડદાલ થઈ ગયલો જોયો; અને વળી એક અવાજ સાંભળ્યો, "ગૌતમ, તારી પણ એવીજ દશા થવાની છે. તારે પણ એક દિવસ મરવુંજ છે."

૬. આ વખતે ગૌતમની ઉંમર ત્રીસ વરસની થઈ હતી; અને ઉપલો બનાવ બન્યાને બીજેજ દહાડે તેણે પોતાની પત્ની, પુત્ર, પિતા, સર્વેને તજી દીધાં અને જંગલમાં જઈને વસ્યો. ત્યાં તેણે સાત વરસ ગાળ્યાં અને દુનિયામાં ઠેકાણે ઠેકાણે દુઃખ, પાપ, અને શોક જોવામાં આવે છે તેનો શી રીતે નાશ થાય કે તે શી રીતે દૂર કરી શકાય તેનો વિચાર કર્યા કીધો. એમ વિચાર કરતાં કરતાં તેને એમ લાગ્યું કે હા, હવે મને સુખનો ખરો માર્ગ જડ્યો છે.

૭. ત્યારપછી તે જંગલમાંથી વસ્તીમાં પાછો ફર્યો અને પિસ્તાળીસ વરસ લગણ આખા દેશમાં ઠેકાણે ઠેકાણે ભટકી તેણે નવા ધર્મનો બોધ કર્યો. તેણે પોતાનું અસલ નામ ગૌતમ તજી દીધું; કેમકે હવે તેને રાજા થવાની બીલકુલ ઇચ્છા નહોતી. એ નામ છોડી દઈ તેણે 'બુદ્ધ' એવું નામ ધારણ કર્યું. એનો અર્થ 'જાગેલો' એટલે બુદ્ધિવાળો, ડહાપણવાળો થાય છે. એણે જે ધર્મ ફેલાવ્યો તેનું નામ બુદ્ધધર્મ કહેવાય છે.

૮. એ ધર્મ ઘણાં માણસોએ કબૂલ કર્યો અને બુદ્ધની જિંદગી સુધીમાં પણ લાખો હિંદુઓ બુદ્ધધર્મમાં દાખલ થયા. છેક છસેં વરસ લગણ હિંદુસ્તાનનો મુખ્ય ધર્મ બુદ્ધ રહ્યો. બુદ્ધના મરણ પામ્યા પછી સેંકડો વરસ સુધી તે ધર્મના લોકોએ તેને દેવ તરીકે પૂજ્યો અને ઠેકાણે ઠેકાણે તેની મૂર્તિ સ્થાપી. એવી એક મૂર્તિનું ચિત્ર આ પાસે આપ્યું છે.



બુદ્ધ.

૯. બુદ્ધ ઘણો દયાળુ હતો. એના જેવો દયાળુ પુરુષ ભાગ્યેજ થયો હશે. એણે લોકોને એવો બોધ કર્યો કે પ્રાણિમાત્ર તરફ ભલા ને દયાળુ થવું એ તમારી ફરજ છે અને કોઈની તરફ ઘાતકી થવું કે કોઈને ઈજા કરવી એ પાપ છે. એણે કહ્યું કે ઈશ્વરની નજરમાં બધાં માણસ સ્વતન્ત્ર ને સરખાં છે અને જે માણસો પવિત્ર અને નિર્મળ જિંદગી ગાળે છે, હમેશ સાચું બોલે છે, ને કદી જૂઠું બોલતા નથી, તેઓ બધાં સમાન છે.

## ૩. વિક્રમાદિત્ય અને તેનું ધર્માસન.

૧. અગાઉ કહી ગયા તે પ્રમાણે બુદ્ધ ધર્મ હિંદુસ્તાનમાં આસરે છસેં વરસ મુખ્ય ધર્મ રહ્યો. ત્યારપછી, નવીન સ્વરૂપમાં પ્રાચીન હિંદુ ધર્મ સ્થપાયો, તેના બળથી બુદ્ધ ધર્મ હિંદુસ્તાનમાંથી ધીમે ધીમે જતો રહ્યો. બુદ્ધે ઉપદેશ કરેલા નિયમો પ્રમાણે વર્તનારાઓની સંખ્યા ઓછી થતી ગઈ અને બ્રાહ્મણોના બોધ કરેલા નિયમોને અનુસરનારાઓની સંખ્યા વધતી ગઈ. આખરે ચારસેં વરસને સુમારે હિંદુસ્તાનમાં બુદ્ધ ધર્મ પાળનાર એક પણ માણસ રહ્યું નહિ.

૨. ચારસેં વરસની આ લાંબી મુદ્દતમાં બુદ્ધ ધર્મને ઠેકાણે બ્રાહ્મણોએ ઉપદેશ કરેલો નવીન સ્વરૂપમાં હિંદુ ધર્મ ધીમે ધીમે દેશમાં પ્રસર્યો, એ મુદ્દત નવીન હિંદુ યુગ કહેવાય છે. એ સમય આસરે સોળસેં વરસ પહેલાં શરૂ થયો. એ સમયમાં ઘણા મોટા હિંદુ રાજાઓ થઈ ગયા, તેઓમાં વિક્રમ સર્વથી વધારે પ્રખ્યાત હતો.

૩. એનું આખું નામ વિક્રમાદિત્ય (આદિત્ય એટલે સૂર્ય જેવા પરાક્રમવાળો) હતું અને એને વિક્રમાર્ક કે વિક્રમાજિત પણ કોઈ વખત કહે છે. એના જમાનામાં એ ઘણો પરાક્રમી વીર હતો. એને વિષે ઘણી વાર્તાઓનાં પુસ્તકો લખાયાં છે અને

હિંદુસ્તાનમાં ઘણાખરા છોકરાઓએ તે પુસ્તકો વાંચ્યાં હશે; કેમકે તે બધી દેશી ભાષાઓમાં લખેલાં માલમ પડે છે.

૪. વિક્રમને થઈ ગયાને એટલાં બધાં વર્ષ વીતી ગયાં છે કે એ બરાબર કયા વર્ષમાં થયો તે આપણે જાણતા નથી. એ એવો તો પ્રસિદ્ધ હતો કે એની પછી આવનારા ઘણા રાજાઓએ એનું નામ ધારણ કીધું છે. વિક્રમ નામના ઘણા રાજાઓ થઈ ગયા અને તેમાંના કેટલાક મોટા રાજા હતા. એ બધાનાં પરાક્રમોની વાતો પહેલા થઈ ગયલા વિક્રમ રાજાનાં પરાક્રમની વાતો સાથે એવી તો સેળભેળ થઈ ગઈ છે કે કયા રાજાએ કયું પરાક્રમ કર્યું તે ઘણી વાર બરાબર કહી શકાતું નથી.

૫. તોપણ કેટલાક વિદ્વાનોનું હવે એવું મત છે કે મહાન્ વિક્રમ રાજાને થઈ ગયાને આસરે પંદરસેં વરસ થયાં. એનું ખરૂં નામ બીજો ચન્દ્રગુપ્ત હતું ને વિક્રમાદિત્ય તો માત્ર એનાં પરાક્રમને લીધે કહેતા હતા. વિન્ધ્યાચળની ઉત્તરના ભાગ પર એટલે હિંદુસ્તાનના લગભગ તમામ ભાગ પર એક વખત ગુપ્ત વંશના બળવાન્ રાજાઓ રાજ્ય કરતા હતા તે વંશમાં વિક્રમ થઈ ગયો અને તેમાં તે સર્વેથી વધારે બળવાન્ હતો.

૬. આ પાસેનું ચિત્ર ચન્દ્રગુપ્તનું છે અને તે તેના એક સિક્કા ઉપરથી પાડ્યું છે. થોડાં વરસ ઉપર એ સિક્કો જમીનમાંથી ખોદી કાઢવામાં આવ્યો હતો. એના જમણા હાથમાં એક મોટું ધનુષ્ છે, તે એના સિવાય કોઈથી ન-

માવી શકાતું નહિ અને એના ડાબા હાથમાં એક મોટું બાણ છે. માળવા દેશ જેને ત્યારપછીના સમયમાં પૂર્વ રજપૂતસ્થાન કહે છે તે દેશના ઉજ્જન શહેરમાં તે રાજ્ય કરતો હતો. એ સુંદર ઊંચો દેશ આરાવલી અને વિન્ધ્ય પર્વતોની વચ્ચે આવેલો છે.



વિક્રમાદિત્ય ચન્દ્રગુપ્ત.

૭. ચન્દ્રગુપ્તનાં સમય પહેલાં શક અથવા સિધિઅન લોકોની ટોળીઓ પોતાને દેશથી હિંદુસ્તાનના વાયવ્ય પ્રદેશોમાં આવી હતી. તેઓ હિંદુસ્તાનની નૈર્ઋત્યના સર્વ પ્રદેશો-પર રાજ્ય ચલાવતી હતી. તેમને ચન્દ્રગુપ્તે હરાવી અને શકારિ-શક લોકોનો શત્રુ, શક લોકોનો સંહાર કરનાર—એવી સંજ્ઞા ધારણ કરી.

૮. વિક્રમ રાજાનો દરબાર ઘણા કવિ અને પંડિતોથી ભરેલો હતો. હિંદુસ્તાનના દરેક ભાગમાંથી તેઓ ત્યાં ભેગા થતા હતા; કેમકે વિક્રમ રાજાનો તેમના તરફ ઘણો પ્રેમ હતો. એમાંના નવ એવા તો પ્રસિદ્ધ હતા કે રાજ્યાસનની આસપાસ નવ હીરા પ્રકાશતા હોય તેમ તેઓ નવ રત્ન તરીકે જાણીતા થયા હતા. એમાંનું સર્વથી વધારે તેજસ્વી રત્ન હિંદુસ્તાનનો

મોટામાં મોટો કવિ કાલિદાસ હતો. રાજાનો દરબાર સૂર્યના જેવો પ્રકાશતો હતો અને તેનું તેજ આખા દેશમાં અને દૂર આવેલા પ્રદેશોમાં પણ ફેલાઈ રહ્યું હતું.

૯. **વિક્રમ** એક મોટો રાજા અને બળવાન્ તથા શૂરવીર હતો એટલુંજ નહિ, પણ તેનીજ સાથે એ એક ઘણો પ્રખ્યાત ન્યાયાધીશ હતો. લોકો કહે છે કે એની પહેલાં કે પછી એના જેવો ન્યાયાધીશ કોઈ થયો નથી. ન્યાય આપવામાં એ કદી ભૂલ કરતો નહિ. જે સર્વ એ રાજાની પાસે ન્યાય કરાવવા આવતા તે સંતોષ પામી પાછા ફરતા. જેના લાભમાં રાજા ન્યાય કરતો તે, તેમજ જેની સામા ન્યાય કરતો તે બંને સરખા રાજી થતા.

૧૦. **વિક્રમ** રાજા એક મોટા ધર્માસન પર બેસતો તેને સિંહાસન કહેતા હતા; કેમકે તેના પગ બાર સિંહની પત્થરની આકૃતિવાળા હતા. લોકો એ રાજ્યાસનને કદી વીસરી ગયા નથી; તેમજ જે મહાન્ ન્યાયાધીશ એના પર બેસી ન્યાય આપતો તે પણ કદી એને વીસરતો નહોતો. કોઈ મોટો ન્યાયાધીશ હોય છે તો હજી પણ લોકો કહે છે કે એણે **વિક્રમના** સિંહાસન પર બેસી ન્યાય કીધો છે. કહે છે કે આનું કારણ **વિક્રમના** સિંહાસનને લગતી એક અદ્ભુત વાત કહેવાય છે તે છે. તે વાર્તા આ પ્રમાણે છે:—

૧૧. વિક્રમ રાજાને થઈ ગયાને સેંકડો વરસ થયાં એટલે જે શહેરમાં એણે આવાં પરાક્રમથી રાજ્ય કર્યું હતું તે શહેરને ઠેકાણે મોટાં મોટાં ખંડિયેરો થઈ ગયાં અને તેના ઉપર જંગલી ઝાડો ઊગી નીકળ્યાં. કેટલાક ગામડાના છોકરાઓ ગાયો ચરાવતાં આ જંગલમાં રમવા આવતા અને એમ રમતાં રમતાં એક દિવસ બે છોકરાઓ વચ્ચે કંઈક કારણસર કજીઓ થયો. તેમણે એક ત્રીજા છોકરાને કજીઓ પતાવવા નીમ્યો અને કહ્યું કે તારે અમારા બેનું કહ્યું સાંભળી ઇનસાફ કરવો. તેણે ઘાસથી છવાયલો એક ઊંચો ટેકરો શોધી કાઢ્યો અને ત્યાં બેસી છોકરાઓને મશ્કરીમાં કહ્યું કે હું તમારો ન્યાયાધીશ થયો છું અને તમારો મુકદ્દમો સાંભળી ન્યાય કરીશ. દરેક છોકરે તેની આગળ આવી જે કંઈ કહેવું હતું તે કહ્યું.

૧૨. બધા છોકરાનું કહેવું સાંભળી રહી તે ન્યાયાધીશે કોણ ખરો હતો ને કોણ ખોટો હતો તે બતાવી આપ્યું. આ ચુકાદો તેણે એવો તો સારી રીતે આપ્યો, તેમાં તેણે એવી તો વિદ્વત્તા અને ઠરેલ ઘરડા માણસ જેવું ડહાપણ બતાવ્યું કે ગામના કેટલાક લોકો ત્યાં ઊભા હતા તે આ જોઈને ઘણા આશ્ચર્ય પામ્યા. ગાય ચરાવનાર છોકરાઓને આ રમત એવી તો ગમી કે તેઓ દરરોજ એ પ્રમાણે રમવા લાગ્યા. તરતજ તેમણે બીજા છોકરાને ન્યાયાધીશ નીમ્યો; પણ તેણે પણ એવીજ ચાલાકી ને વિદ્વત્તાથી ન્યાય કર્યો. મૂર્ખ છોકરો પણ જ્યારે એ

ટેકરી પર બેસતો ત્યારે ડાહ્યો થઈ જતો, એક વિદ્વાન્ જેવું ભાષણ કરતો, અને કોઈ પણ જાતની ભૂલ કરતો નહિ.

૧૩. આ વાત બધે જાણીતી થઈ એટલે પુખ્ત ઉંમરે આવેલા લોકો પણ તે ટેકરી આગળ આવવા લાગ્યા અને તે ગાય ચરાવનાર ન્યાયાધીશ આગળ પોતાનો મુકદ્દમો સંભળાવવા લાગ્યા. એ ટેકરી પર બેસી ન્યાયાધીશનું કામ કરનાર દરેક છોકરો ડહાપણનો ભરેલો દેખાતો અને તે ન્યાય આપતો તેમાં કોઈ જાતનો દોષ નહોતો. આ વાત આખરે ત્યાંના રાજાને કાને ગઈ. તેણે પોતાની સભાના પંડિતોને પૂછ્યું કે તમે આને વિષે શું ધારો છો?

૧૪. એક ડાહ્યો વૃદ્ધ આદમી બોલ્યો, "હાલ જ્યાં આ જંગલ આવેલું છે ત્યાં અગાઉ એક મહાન્ વિક્રમ નામનો રાજા રાજ્ય કરતો હતો. જે એક મોટા સિંહાસન પર બેસી તે ન્યાય કરતો હતો તે સિંહાસન આ ટેકરાની નીચે હોવું જોઈએ. ગાય ચરાવનાર છોકરો ન્યાય આપે છે ત્યારે તે બોલે છે તે બોલ તે છોકરાના છે, પણ વિચાર તો વિક્રમ રાજાના છે અને તે વિચારો તે બાળ ન્યાયાધીશના મુખમાંથી બહાર આવે છે."

૧૫. તે રાજા ઘણો ડાહ્યો હતો. અસલના વખતમાં વિક્રમ રાજા ડાહ્યો ને ન્યાયી ગણાતો હતો તેવો ડાહ્યો ને ન્યાયી થવા તે આતુર હતો, તેથી તેણે કહ્યું, "એ ટેકરા નીચેની જમીન ઊંડી ખોદો અને જુઓ કે તેમાંથી વિક્રમ રાજાનું

સિંહાસન જડી આવે છે. જો જડી આવે તો તેને અહિં લાવો. હું પણ તે પર બેસીને ન્યાય કરૂં કે મારો ન્યાય પણ અદલ ને દોષરહિત થાય."

૧૬. સેંકડો મજુરો હથિયારો લઈ ત્યાં ગયા અને ટેકરા નીચેની જમીન ખૂબ ઊંડી ખોદી કાઢી. આખો દહાડો સખ્ત મજુરી કરી એટલે તેમને વિક્રમ રાજાનું સિંહાસન જોઈતું હતું તે જડી આવ્યું. પત્થરમાંથી કોતરી કાઢેલા પાંખ-વાળા બાર સિંહના ખભા પર ગોઠવેલા એક નક્કર આરસ પહા-ણની મોટી તકતીનું એ સિંહાસન બનેલું હતું. તે એવું તો ભારે હતું કે પચાસ મજબૂત માણસો પણ તેને ભાગ્યેજ ઊંચકી શકે. તે બહુ વજનદાર હોવાથી મજુરો તેને ઠેકાણે ઠેકાણે મૂકી વિસામો લઈ રાજાને મહેલે મહામુશીબતે લઈ ગયા. આખરે તેને રાજાના સભામંડપમાં મૂક્યું. તેને ખૂબ ઘસી ઘસીને સાફ કર્યું એટલે તે કાળો આરસ પહાણ કાચ જેવો ચકચંકિત થયો.

૧૭. બીજે દહાડે પોશાક પહેરી રાજા તે સિંહાસન પર બેસવા ગયો. પણ પાસે ગયો કે તરતજ તે બીકથી ચમકી પાછો હઠ્યો; કેમકે એક અચંબો પામવા જેવો બનાવ બન્યો. સિંહાસનના સિંહોને વાચા થઈ. છેક ઊંડાણમાંથી આવતો હોય એવે ઊંડે સ્વરે દરેક સિંહ વારા ફરતો બોલ્યો, "હે રાજા, વિક્રમાદિત્યના સિંહાસન પર બેસવા તું લાયક છે? જે પર તારો ખરો હક નથી એવો કોઈ બીજા રાજાનો મુલક કે તે

રાજાની એવી દોલત લેવાનો તેં કદી મનસુબો કર્યો નથી? તને વાજબી ન લાગે એવું તેં કદી કર્યું નથી? શું તારૂં અન્તઃકરણ એક બાળકના અન્તઃકરણ જેવું શુદ્ધ અને પાપથી મુક્ત છે? તું શું આ રાજ્યાસનને માટે યોગ્ય છે?"

૧૮. તે રાજા સારી પેઠે જાણતો હતો કે મેં બીજા રાજાઓના મુલક અને પૈસા લઈ લેવા માટેજ તેમની સાથે ઘણી વાર લડાઈઓ કરી છે અને હું જાણતો હતો કે આ વાજબી નથી તેમ છતાં પણ મેં એવાં ગેરવાજબી કામ વારંવાર કર્યાં છે. આ ભવ્ય સિંહાસન આગળ મારાથી જૂઠું બોલાયજ નહિ એમ તેને લાગ્યું; તેથી તે બોલી ઊઠ્યો, "હું એ સિંહાસનને લાયક નથી." એમ કહે છે કે ત્યારપછી તે સિંહોએ પોતાની પાંખો વિસ્તારી અને દેખાય નહિ એટલે ઊંચે આકાશમાં તે સિંહાસન લઈ ગયા.

૧૯. જેમણે આ અદ્‌ભુત બનાવ જોયો તેઓ તો આશ્ચર્યમાં ને આશ્ચર્યમાં ગરક થયલા જોતા ઊભાજ રહ્યા; પણ તે રાજા તો ઘણો શોકાતુર થયો. પછી જે ઘરડા ડાહ્યા સભાસદે તે સિંહાસન વિષે રાજાને પ્રથમ ખબર આપી હતી, તેણે તેને દિલાસો આપવા માંડ્યો અને કહ્યું, "હે રાજા, શોક મા કરો. પૃથ્વી પરનો કોઈ પણ રાજા હવે એ મોટા સિંહાસન પર બેસી શકશે નહિ. નાના ગોવાળના છોકરાઓ તે પર બેસતા હતા, કેમકે તેમનાં હૃદય શુદ્ધ હતાં; પણ એ બાળકના જેવા

ચોક્ખા અન્તઃકરણવાળા અને પાપ વિનાના રાજાઓ દુનિયામાં ક્યાં છે?"

## ૪. ધારા નગરીનો રાજા જગદેવ પરમાર.

૧. કૃષ્ણજી નામના કવિએ રચેલા રત્નમાળ કાવ્યમાં ગુજરાતના જૂના વખતનાં રાજાઓની ઘણી વાર્તાઓ આપેલી છે. ૧,૦૦૦ વર્ષ અગાઉ, મુસલમાનોએ ગુજરાત પર હુમલો કર્યો તે પહેલાં એ રાજાઓ થઈ ગયા. એ બધા રજપૂત હતા અને મુખ્યત્વે **સોળંકી** વંશના હતા.

૨. એ રાજાઓમાં જગદેવ પરમાર નામે એક ઘણો પ્રસિદ્ધ રાજા થઈ ગયો. **માળવા** દેશમાં **ધારા** નગરીમાં ઉદયાદિત્ય નામે રાજા રાજ્ય કરતો હતો. તેને બે રાણી હતી. તેમાંની એક **વાઘેલા** જાતની હતી, તે **વાઘેલી** કહેવાતી હતી, અને બીજી **સોળંકી** જાતની હતી તે **સોળંકીણી** કહેવાતી. **વાઘેલી** રાણી રાજાની માનીતી હતી અને તેનો પુત્ર રણધવળ પાટવી કુંવર હતો. **સોળંકીણીનો** કુંવર તેનાથી બે વરસે નાનો હતો. તે ઘણો ખૂબસૂરત કુમાર હતો અને તેનું નામ જગદેવ હતું; પણ તેની માની પેઠે તે રંગે ઘણો શામળો હતો.

૩. **વાઘેલી** રાણી એવી અદેખી હતી કે તે **સોળંકીણીને** રાજાની પાસે કદી જવા દેતી નહિ, તેથી જગદેવ

જીવતો છે એવી પણ રાજાને ખબર નહોતી. બાર વરસનો થયો ત્યાંસુધી તે પોતાની માતા સાથે એક નાના ઝુંપડામાં રહેતો હતો. એક દિવસ તેના બાપને દૈવયોગે તેને વિષે ખબર મળવાથી તેણે તેને પોતાની પાસે બોલાવ્યો. તે ઘણો ખરાબ પોશાક પહેરી રાજમહેલમાં ગયો. તેના અંગ પર એક પણ આભૂષણ નહોતું. તેના પિતાએ જોયું કે તે ઘણો ખૂબસૂરત છે. તે તેને ભેટી પડ્યો અને પોતાની પાસે બેસાડી કહ્યું, "પ્રિય કુમાર, આવાં ગંદાં લુગડાં શા માટે પહેર્યાં છે?" કુંવરે જવાબ દીધો, "પિતાજી, તમે મારી માતાને પોષણને માટે એકજ ગામ આપ્યું છે. ખાનપાન, લુગડાંલત્તાં, નોકર, ગાડી, બળદ એ બધાંનો ખર્ચ એમાંથી જ આપવાનો છે. આથી આ લુગડાં કરતાં વધારે સારાં લુગડાં તે મને અપાવી શકતી નથી." એ સાંભળી રાજા ઝંખવાણો પડી ગયો; અને ખજાનચીને હુકમ કર્યો કે રાજકુંવરને દરરોજ ચાર રૂપીઆ આપવા. કુંવરે કહ્યું, "મને ખાતરી છે કે એ પૈસા મને કદી મળવાના નથી. મારી સાવકી માતા, મ઼ાજી, મને એ પહોંચવા દેનારજ નથી." એમ કહી કુંવર ઘેર ગયો.

૪. આ વાતની ખબર વાઘેલી રાણીને પડી ત્યારે તે ગુસ્સાથી લાલચોળ થઈ ગઈ. રાજા પાસે જઈ તેણે કહ્યું, "તમે તમારા પેલા શામળા કુંવરને શું આપ્યું? જે આપ્યું હોય તે પાછું મંગાવી લો." રાજાએ કહ્યું, "ભલે તે શામળો હશે,

પણ તે ખૂબસૂરત છે. તે રજપૂતનું નામ શોભાવે એવો નીવડનાર છે. મેં જે આપ્યું છે તે આપ્યું છે, પાછું લેવા આપ્યું નથી."

૫. ત્યારપછી બે વરસ વીત્યાં એટલે જગદેવ સુંદર, પુષ્ટ, તરુણ પુરુષ થયો. તે વચનનો સાચો હતો અને દરેક જણ તરફ ભલો ને માયાળુ હતો. બધાં માણસો તેનું સારૂં બોલતાં. તેની કીર્તિ ગોહ઼ે વંશના રાજા ગંભીરના કાન સુધી ગઈ. તે રાજાને એક કુંવરી હતી અને તેને માટે તે વર શોધતો હતો. તેણે પોતાના દિવાન અને કુળગોરને એક હાથી, નવ ઘોડા, અને સોનેરૂપે મઢેલા નાળિએર સાથે ધારા નગરી મોકલ્યા અને પોતાની કુંવરી સાથે રાજકુંવરનાં લગ્ન કરવા કહેવડાવ્યું. તેઓ ધારા નગરી આવ્યા અને રાજાનો સંદેશો કહી સંભળાવી જગદેવ સાથે કુંવરીનાં લગ્નની માગણી કરી. ઉદયાદિત્ય રાજા તે વખતે લડાઈમાં રોકાયલો હોવાથી નગરીમાં નહોતો. વાઘેલી રાણીને આ વાતની ખબર પડી. તેણે ગંભીરના દિવાનને લાંચ આપી સમજાવ્યો કે તમારે લગ્નનું નાળિએર મારા પુત્ર રણધવળને આપવું અને એની સાથે કુંવરીનાં લગ્ન ગોઠવવાં. પણ કુળગોરે જગદેવને બોલાવી તેને જોઈ તેની સાથે લગ્નસંબંધી વાત કરી. ગંભીરની પાસે ગયા પછી જે હકીકત બની હતી તે તેણે તેને કહી સંભળાવી. તેણે કહ્યું, "પાટવી કુંવર રણધવળ છે; પણ રૂપાળો કુંવર તો જગદેવ છે. ખરેખર, તેની કાન્તિ સૂર્યના જેવી તેજસ્વી છે."

૬. ગંભીરને આ વાતની ખબર થઈ ત્યારે તેણે ધારા નગરીના દિવાનને કાગળ લખ્યો કે જગદેવને મારી હજુરમાં મોકલો. વાઘેલી રાણીએ ગુસ્સામાં કહ્યું, "એ શામળીઆને જવા દો." તેણે ધાર્યું કે એ રીતે એનું કાસળ જાય છે. જગદેવે કહ્યું, "યોગ્ય પોશાક, આભૂષણ, ઘોડા, ને નોકર સિવાય મારાથી જઈ શકાય નહિ." આ ઉપરથી રાણીએ એ બધું તેને અપાવ્યું અને તે વિદાય થયો.

૭. રસ્તે જતાં ટુકટોડા દેશ આવ્યો, તેમાં ચાવડા વંશનો રાજા રાજ્ય કરતો હતો. તે જાતે આંધળો હતો, તેથી તેનો પુત્ર બીરજ તેને ઠેકાણે રાજ્ય કરતો હતો. તે રાજાને વીરમતી નામે એક કુંવરી હતી, તેને માટે વર શોધતા હતા, પણ જડતો નહોતો. બીરજે જગદેવને જોયો કે તે બોલી ઊઠ્યો, "મારી બેન ચાવડીને માટે આ યોગ્ય વર છે." રાજાએ લગ્નને માટે કબુલાત આપી અને બીજે દિવસે ધામધૂમથી લગ્નનો ઉત્સવ ઉજવવામાં આવ્યો. તેણે કુંવરને નાળિએર, માળા, ૧ હાથી, ૨૫ ઘોડા, ને ૯ નોકર દાનમાં આપ્યાં.

૮. પછી તેઓ ગોર્ડ રાજાના દેશમાં ગયા. ત્યાં ગંભીર રાજાની કુંવરી જોડે જગદેવનાં લગ્ન થયાં. ગંભીરે તેને હાથી, ઘોડા, નોકરો, વગેરે ઘણું કીમતી દાન આપ્યું. પછી બે રાણી સાથે જગદેવ ધારા નગરી પાછો ફર્યો. તેનો બાપ લડાઈ-માંથી પાછો આવ્યો હતો, તે તેને જોઈને બહુ આનન્દ

પામ્યો. પણ **વાઘેલી** રાણીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે રાજાને જંપીને બેસવા દીધો નહિ, ને કુંવરને કોઈ પણ જાતની બખ્શિશ આપવા દીધી નહિ. દહાડો ને રાત તેણે તેને ગાળો ભાંડ્યા કીધી. આખરે જગદેવથી તે સહન કરી શકાયું નહિ. તે પોતાની માતા, **સોળંકીણી** રાણી પાસે ગયો અને તેને કહ્યું, "માતાજી, મારાથી હવે અહિં રહી શકાય એમ નથી. નગરી છોડી હું મારૂં નસીબ પરદેશમાં અજમાવી લઈશ." તે જાય તે માને ગમતું નહોતું; પણ આખરે તેને કબૂલ કરવું પડ્યું અને જગદેવ નગરી છોડી ચાલતો થયો. તેની સ્ત્રી, **ચાવડી** **વીર**મતી, તેની સાથે ગઈ. બીજી સ્ત્રી તો પિયેરમાં રહી.

૯. જગદેવે **સોળંકી** વંશના **સિદ્ધરાજ** જયસિંહની કીર્ત્તિ વિષે બહુ સાંભળ્યું હતું. એ રાજા જગદેવની માનાજ વંશનો હતો. તેને ત્યાં જઈ તેના હાથ નીચે નોકરી કરવાનો જગદેવે નિશ્ચય કર્યો. તેને **સિદ્ધરાજ**ને **પાટણ** નગરે જવાનું હતું, તે રસ્તામાં એક મોટું જંગલ હતું. તે જંગલમાં નવ વરસ થયાં એક વાઘ ને વાઘેણ રહેતાં હતાં, તેની બીકે કોઈ તે રસ્તે થઈને ગયું નહોતું. જગદેવે પોતાની સ્ત્રીને કહ્યું, "તમે રસ્તાની જમણી બાજુએ સરત રાખજો ને હું ડાબી બાજુએ સરત રાખીશ." ૭ માઇલ ચાલ્યાં એટલે **ચાવડી**એ કહ્યું, "વાઘેણ મારી નજરે પડી છે, તે કૂદકો મારવાની તૈયારીમાં છે." જગદેવ તૈયારજ હતો, તેથી જેવી તે કૂદકો મારવા

જતી હતી કે તરતજ તેણે તેને તીર મારી ઠાર કરી. થોડેક ચાલ્યાં એટલે મોટી ગર્જના કરતો વાઘ સામો આવ્યો. જગદેવે તેના માથા પર એવા તો જોરથી બાણ માર્યું કે તે તેના માથાની આરપાર નીકળી ગયું, અને તેના પ્રાણ તરત જતા રહ્યા.

૧૦. આખરે તેઓ **પાટણ** પહોંચ્યાં. રાજાએ તેને નોકરીમાં રાખ્યો અને દરરોજના ૧,૦૦૦ રૂપીઆ આપ્યા. આ જોઈ બીજા સરદારો ઘણા નારાજ થયા; પણ જગદેવે પોતાના શુરાતનથી ઘણી વાર રાજાનો જીવ બચાવ્યો. તેણે તેની અરાઢ વરસ નોકરી બજાવી અને ઘણું દ્રવ્ય ને કીર્ત્તિ સંપાદન કર્યાં. અત્યારસુધીમાં તેને બે પુત્ર થયા હતા. તે ત્રીજી સ્ત્રી પરણ્યો, તે **ભોજ** નગરના ફૂલ રાજાની કુંવરી હતી. પછી પોતાને વતન **ધારા** નગરીમાં પાછા ફરવાનો તેણે વિચાર કર્યો. **પાટણ**નો રાજા તેને જવા દેવા બહુ નાખુશ હતો, પણ આખરે તેણે રજા આપી.

૧૧. હવે જગદેવની કીર્તિ આખા દેશમાં ફેલાઈ ગઈ હતી. તે ધારા નગરી પાછો ફર્યો ત્યારે એક મોટા ને બળવાન્ રાજાની પેઠે, હાથી, ઘોડા, ને ઘણા સાથીઓ સાથે ગયો. તેનો પિતા બહુ રાજી થયો અને શહેરના દરવાજા બહાર લગણ તેને આવકાર દેવા સામો ગયો. જગદેવ પિતાને પગે પડ્યો, ભાઈને ભેટી પડ્યો, અને ધારા નગરીના ઉમરાવો અને સરદારોને નમન કર્યું. તેની માતા **સોળંકીણી** તેને જોઈને હરખાઈ

અને વાઘેલી રાણી પણ ખુશ થઈ અને નમી. જગદેવ પછી તેને પગે પડ્યો અને બોલ્યો, "માજી, હું તમારો પુત્ર છું, મારી બધી કીર્તિ તમારે લીધે છે."

૧૨. ત્યારપછી તરતજ ઉદયાદિત્ય રાજા માંદો પડ્યો. તેણે પોતાની પાસે બંને કુંવરોને ને સરદારોને બોલાવ્યા. તે બધાની સંમુખ તેણે કહ્યું, "હું મારૂં રાજ્ય જગદેવને આપી જાઉં છું. તમારે બધાએ એનો હુકમ માનવો." જગદેવને તેણે કહ્યું, "તારા ભાઈ રણધવળનું રક્ષણ કરજે અને તેની તરફ હેતથી વર્તજે." એમ કહી તે દેવલોક પામ્યો.

૧૩. જગદેવ પંદર વરસે વતન છોડીને ગયો હતો. તેણે સિદ્ધરાજ રાજાની અરાઢ વરસ નોકરી કરી, પછીનાં બાવન વરસ ધારા નગરીમાં બહુ સારી રીતે રાજ્ય કર્યું, અને ઘણી કીર્તિ સંપાદન કરી. તે મરણ પામ્યો ત્યારે તેની ઉમર ૮૫ વર્ષની હતી. તેનું નામ ગુજરાતમાં હજી પણ લોકો યાદ કરે છે.

---

## ૫. કચ્છમાં ઝાલાઓનો સરદાર કેસર.

૧. મુસલમાન લોકો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં જૂના હિંદુ રાજ્યના સમયમાં ગુજરાતમાં ઝાલા નામની એક મોટી રજપૂત જાત હતી. એ જાતનું નામ ઝાલાવાડ શબ્દમાં

હયાત રહ્યું છે. તેમના જૂના રાજાઓમાંના એકને વિષે નીચેની વાત કહેવામાં આવે છે.

૨. કચ્છમાં કિરંતિ ગઢમાં વેહિઆસ નામનો એક બહાદુર સરદાર હતો. તેના દહાડા ભરાયા એટલે તેનો મરવાનો સમય નજીક આવ્યો. પણ તે મરણશય્યામાં સૂતો હતો, તોપણ તેનો જીવ તેના ખોળીઆમાંથી નીકળતો નહોતો. તે પથારીમાં પાસાં ફેરવ્યાં કરતો હતો અને નીસાસા મૂકતો હતો. તેની આસપાસ તેના ભાઈઓ અને ભત્રીજાઓ ઊભા હતા. તેના પુત્ર કેસરે તેને કહ્યું, "પિતાજી, તમારો જીવ તમારા દેહમાંથી કેમ જતો નથી?" તેણે જવાબ દીધો, "મારા મનમાં મારા શત્રુ હમ્મીર સુમરૂના વિચાર ઘોળાયા કરે છે. તેની રાજધાની સુંદર છે અને તેની પાસે પુષ્કળ ઊંટ ને ઘોડા છે. મારૂં મન તેની સાથે લડવાનું છે, પણ હું તેમ કરી શકતો નથી. તમારામાંનો કોઈ પણ જો મારી સમક્ષ એવી પ્રતિજ્ઞા કરે કે હું તેના સુંદરમાં સુંદર ૧૨૫ ઘોડા હરી લાવીશ અને તે આપણા ભાટ લોકોને વહેંચી આપીશ, તો મારો જીવ સુખે જાય." તેના ભાઈઓ અને ભત્રીજાઓએ કંઈ જવાબ દીધો નહિ. પછી, કેસર એ બધા કરતાં નાનો હતો, તે આગળ ધસી આવ્યો ને બાપના હાથમાં પાણી મૂકી તેણે તેની ઇચ્છા પ્રમાણે કરવાનું વચન આપ્યું. આ ઉપરથી તે વૃદ્ધ સરદારનો જીવ શાન્ત રીતે ગયો ને તે દેવલોક પામ્યો.

૩. મરણની ક્રિયા સમાપ્ત થઈ અને તેરમાનો દિવસ ગયો એટલે કેસરે બક્તર સજ્યું અને સગાંવહાલાંને પોતાની સાથે લડવા જવા બોલાવ્યાં. પણ તેઓમાંથી કોઈ પણ તૈયાર થયું નહિ. તેઓ સારી પેઠે જાણતાં હતાં કે હમ્મીરના ઘોડાનું હરણ કરવા જવાથી એક ભારે જંગ મચશે. તેમાંના એકે કહ્યું, "તમારી સાથે અમારી જિંદગી અમારે શા માટે ખોવી જોઈએ?" કેસરે તેમને ગણકાર્યાં નહિ. તે પોતાના બાહુ-બળ પર વિશ્વાસ રાખતો હતો. તેના હાથ લાંબા હતા ને છેક ઘુંટણની નીચે પહોંચતા હતા. તેનો ભાલો વજનમાં સવા મણ હતો અને તેનો ઘોડો મજબૂત ને ગરુડના જેવો વેગવાન્ હતો. તે એકલો હમ્મીરના દેશમાં ગયો. ત્યાં જઈ તેણે ઘોડાના તબેલા ઉઘાડ્યા, ઘોડાઓનું હરણ કર્યું, અને ભાટોને વહેંચી આપ્યા.

૪. હમ્મીર હવે તેના પર હુમલો કરવા આવશે એમ તે ધારતો હતો, પણ તે આવ્યો નહિ એમ માલમ પડ્યું ત્યારે તેણે શાણા સભાસદોને બોલાવી પોતાનું આવરદા કેટલું લાંબું છે તે પૂછ્યું. તેમણે એના ગ્રહ જોયા અને કહ્યું, "હવે તમારૂં આયુષ્ય બહુ લાંબો વખત પહોંચે એમ નથી." પછી કેસરે કહ્યું, "હું આ ઘરના ખૂણામાં બેઠો મરણ પામું તો તે મરણ કોઈના જાણવામાં આવવાનું નથી. મારૂં મરણ નજીક છે તો મારે નામના અને ખ્યાતિ મેળવવી જોઈએ અને બહાદુર રજપૂ-

તની પેઠે યુદ્ધમાં શુરાતનથી લડી મરવું જોઈએ." પછી તે થોડાંક માણસ લઈ, પિતાના શત્રુ, હમ્મીરના રાજ્યમાં પાછો ગયો, નદીકિનારે ૭૦૦ ઊંટ ચરતાં જોઈ તેમનું હરણ કરી લાવ્યો, અને પોતાના દેશના ભાટોમાં તેમને વહેંચી આપ્યાં. તેણે વિચાર્યું કે હવે તો હમ્મીર મારા ઉપર હુમલો કર્યા વિના રહેનાર નથી. પણ હમ્મીરે તો કંઈ પણ કર્યું નહિ.

૫. તરતજ કેસર પાછો હુમલો કરવા નીકળ્યો. તે દિવસે દશેરાનો ઉત્સવ હતો. આ વખતે કેસર સુમરૂ વંશની ૧૨૦ સ્ત્રીઓનું હરણ કરી લાવ્યો. તેણે પોતાના બધા સગાંવહાલાંને બોલાવ્યાં અને તેમાંના દરેકને તે સ્ત્રીઓમાંની એકેક પત્ની તરીકે આપી. તેમાંની ચાર સ્ત્રીઓ તે પોતે પરણ્યો. આ વખતે હમ્મીરે તે હરણ કરેલી સ્ત્રીઓને પાછી આપવાની માગણી કરવા પોતાના મુખ્ય પ્રધાનને મોકલ્યો. કેસરે તેને હસી કાઢયો અને કહ્યું, "તે સ્ત્રીઓ તો હવે અમારી પત્ની થઈ છે. શું અમે અમારી પત્નીઓ આપી દઈશું?" ત્યારપછી દસ બાર વરસ વીતી ગયાં અને ત્યારબાદ છેવટે હમ્મીરે એક દૂતને મોકલી કહાવ્યું, "તારી સાથે લડવા આવવાને મને મન છે, પણ તારો દેશ કિરંતિ તો ખારાપાટમાં ભેજવાળો પ્રદેશ છે. ત્યાં મારા લશ્કરને પોષણને માટે ખોરાક શી રીતે મળે?"

૬. કેસરે જવાબ કહાવ્યો કે "તેની સંભાળ હું જાતે

લઈશ. હું ૧,૦૦૦ એકર જમીન પર ઘઉં વવડાવીશ. તમે માત્ર આવો, બીજી ફીકર રાખશો મા."

૭. બીજું એક વર્ષ ગયા બાદ આખરે હમ્મીર કિરંતિ ગઢમાં આવ્યો. ત્યાં ઘણાં યુદ્ધો થયાં, તેમાં બંને પક્ષના ઘણા રજપૂતોનો ઘાણ નીકળી ગયો. કેસરે દરેક યુદ્ધમાં અગ્રેસર ભાગ લીધો હતો, તે પણ આખરે મરણ પામ્યો, અને હરપાળ સિવાય તેના બધા દીકરાઓ પણ લડાઈમાં નાશ પામ્યા.

---

## ૬. હરપાળે ગુજરાતમાં ૨,૦૦૦ ગામ શી રીતે મેળવ્યાં.

૧. કેસર મરણ પામ્યો એટલે તેના પુત્ર હરપાળે વાઘેલો કરણ રાજા રાજ્ય કરતો હતો તે અણહિલવાડ પાટણ શહેરમાં આશ્રય લીધો. કરણ તેનો મસિયાઈ ભાઈ થતો હતો તેથી તેણે હરપાળને સારો આવકાર દીધો.

૨. હરપાળ તેના બાપના જેવોજ શૂરવીર હતો, અને તેનો ભાલો તેના બાપના ભાલા જેવોજ ભારે હતો. તે કરણને માટે ઘણાં યુદ્ધો લડ્યો અને તેમાં તેના કેટલાક શત્રુઓનો પરાજય કર્યો. તેણે એક સ્ત્રીની સાથે લગ્ન કર્યું. તે સ્ત્રી ઘણી બળવાન્ ને શાણી હતી. લોકો કહેતા હતા કે તે સ્ત્રીની પાસે જાદુઈ બળ છે, અને તે સાક્ષાત્ શક્તિનો અવતાર છે.

૩. એક દિવસ કરણ સભામાં બેઠો હતો ત્યારે તેણે હરપાળને પોતાની પાસે બોલાવ્યો. હરપાળ આવ્યો અને તેની સંમુખ ઊભો રહ્યો. કરણે કહ્યું, "તેં મારી સારી નોકરી બજાવી છે તે માટે કંઈ બક્ષિશ માગી લે." હરપાળે કહ્યું, "એક રાતમાં જેટલાં ગામને દરવાજે હું તોરણ બાંધી શકું તેટલાં મને દાનમાં આપો." તે દેશમાં ગામો થોડાં ને છૂટાં-છવાયાં હતાં, તેથી કરણ રાજાએ વિચાર્યું કે ઘણામાં ઘણાં પચાસેક ગામ આપવાં પડશે. આ કારણથી હરપાળે જે માગ્યું તે આપવાનું તેણે મોંએ વચન આપ્યું એટલુંજ નહિ, પણ તે સંબંધી લેખ પણ કર્યો.

૪. હરપાળે ઘેર જઈ જે હકીકત બની હતી તે પોતાની સ્ત્રીને કહી સંભળાવી. તેણે કહ્યું, "હું તમને મદદ કરીશ." રાત્રે નવ વાગે તેઓ ઘેરથી નીકળ્યાં, અને સવારે ચાર વાગે પાછાં ફર્યાં તે પહેલાં ૨,૦૦૦ ગામને દરવાજે તોરણો બાંધ્યાં હતાં. પછી કેટલાં ગામને દરવાજે તોરણ બંધાયાં તે જોવાને રાજાએ વેગવાળી સાંઢણી પર પ્રધાનને મોકલ્યો. પ્રધાને ગામોની યાદી કરી. કુલ ૨,૦૦૦ ગામોને તોરણ બાંધેલાં જણાયાં. કરણે એ બધાં ગામોની હરપાળને બક્ષિશ કરી.

૫. પણ કરણ રાજા દિલગીર ચહેરે રાજમહેલ ગયો અને રાણીએ તેને દિલગીરીનું કારણ કહેવા ઘણો આગ્રહ કર્યો. "હરપાળે મારાં ઉત્તમમાં ઉત્તમ ૨,૦૦૦ ગામ લીધાં છે,"

એમ કહી તેણે બધી હકીકત કહી સંભળાવી. રાણીએ કહ્યું, "હું એમાંનાં કેટલાંક પાછાં મેળવીશ." એ વચન તેનું સાચું પડ્યું.

૬. રાણી હરપાળને પોતાનો ભાઈ ગણી રક્ષાબંધન કરતી. રજપૂતોમાં એવો એક જૂનો રિવાજ હતો કે કોઈ સ્ત્રી આ પ્રમાણે રક્ષાબંધનને માટે ભાઈ તરીકે કોઈને પસંદ કરે તો તે ભાઈ તેને મદદ કરવાને બંધાયલો હતો. તેણે કદાચ એવી પોતાની બેનને કદી જોઈ પણ ન હોય, પણ તેથી તેનું રક્ષણ કરવાની તેની ફરજ કંઈ ઓછી થતી નહોતી. સ્ત્રી જ્યારે તેને રક્ષા મોકલે ત્યારે તે તેને ખુશીથી મદદ કરતો હતો અને તેમ કરવામાં પોતાનો જીવ ખોવો પડે તો તેની પણ તેને દરકાર નહોતી. કરણ રાજાની રાણી તે દિવસે રથમાં બેસીને હરપાળને મળવા ગઈ. હરપાળે કહ્યું, "બેન, તું શા માટે આવી છે? હું તારૂં શું ભલું કરી શકું તે કહે." તેણે જવાબ દીધો, "તમને છાજે એવી પસલી હું તમારી પાસે માગવા આવી છું." આ ઉપરથી હરપાળે ઉદાર રજપૂતને ઘટે તેમ ૨,૦૦૦ ગામમાંથી ૫૦૦ ગામ રાણીને આપ્યાં. તેણે કહ્યું, "આ ૫૦૦ ગામ આપું છું તેને પસલી તરીકે ગણજે." એ ગામ એ પ્રમાણે રાણીની માલકીનાં થયાં અને તેનો ભાલ જિલ્લો બન્યો.

---

## ૭. રજપૂતોની વાર્તા.

૧. રજપૂતોના જમાનામાં હિંદુસ્તાનનાં ઘણાં રાજ્યો રજપૂત રાજાઓના હાથમાં હતાં. રજપૂત શબ્દનો અર્થ રાજ-પુત્ર, રાજાના દીકરા થાય છે. કેટલાક રજપૂત રાજાઓ પ્રાચીન ક્ષત્રિય રાજાઓના વંશજો હતા; અને કેટલાક રાજાઓ ઉત્તર તરફની ટોળીઓ હિંદુસ્તાનમાં ઊતરી આવી તે ટોળી-ઓના રાજાઓના વંશજો હતા. તે બધી ટોળીઓ હિંદુસ્તાનમાં વસી હતી. ત્યાં તેઓ સેંકડો વરસ રહી હતી અને હિંદુ-ઓમાં મળી ગઈ હતી.

૨. રજપૂત લોકોમાં ઘણી જાતો હતી અને તે બધીને એક બીજા સાથે સંબન્ધ હતો. દરેક ટોળીનો ઉપરી એક સરદાર કે રાજા હતો, અને તેને રાણા કે રાય કહેતા હતા. પોતાના સરદારને માટે કે પોતાની ટોળીના કોઈ માણસને માટે પણ રજપૂતો મરી જાય ત્યાંસુધી બહાદુરીથી લડતા. પણ તેમની ટોળીઓ વારંવાર માંહોમાંહે લડતી હતી.

૩. વળી રજપૂતોમાં એકજ મોટો દોષ હતો. તે એ હતો કે જ્યારે કોઈ ટોળી પર શત્રુઓ હુમલો કરે ત્યારે બીજી ટોળીઓ તેને હમેશ મદદ કરતી નહિ. આજ કારણને લીધે હિંદુસ્તાનનાં ઘણાં પ્રાચીન રજપૂત રાજ્યોને મુસલમાનોએ જીતી લીધાં. ખરો રજપૂત કદી તોડતો નહિ એવા કેટલાક

નિયમ તેઓ પાળતા જોવામાં આવતા. તે નિયમો આ પ્રમાણે હતાઃ—પરોણા તરફ પ્રેમ ને દયા બતાવવાં, વચન પાળવું, શત્રુને કદી પણ પીઠ ન બતાવવી, અને અપમાન કોઈ પણ વખત સહન કરવું નહિ.

૪. ઘેર શાન્તિમાં પથારીમાં સૂતા મરી જવું એને રજપૂતો ધિક્કારતા હતા. તેમને તો રણક્ષેત્રમાં યુદ્ધ કરતાં કરતાં મરવું ગમતું હતું. હિંદુઓના કાયદા રચનાર મનુ મુનિએ રજપૂતોના જમાના પહેલાં ઘણા વખત ઉપર એવું પ્રસિદ્ધ કર્યું હતું કે રાજાએ એજ પ્રમાણે રણક્ષેત્રમાં મરવું જોઈએ. એના ધર્મશાસ્ત્રમાં આ પ્રમાણે લખ્યું છે કે "મરણનો સમય પાસે આવે ત્યારે રાજાએ પોતાનું દ્રવ્ય ધર્મગુરુને ને રાજ્ય કુંવરને આપી દઈ રણક્ષેત્રમાં લડતાં લડતાં મરણ પામવું, અને યુદ્ધનો પ્રસંગ ન હોય તો તેણે ઉપવાસ સેવી મરણ પામવું."

૫. જેસલમીર નામના રજપૂત સંસ્થાનનો રાવળ કે રાજા એક મોટો રજપૂતવીર હતો. તે ઘરડો થયો અને તેને એમ લાગ્યું કે મરવાનો વખત નજીક છે ત્યારે બધા શત્રુઓ સાથે તે વખતે સલાહ હોવાથી તેને ઘણો ખેદ થયો. દેશમાં તે સમયે અફગાન રાજાઓનું રાજ્ય હતું, અને પંજાબમાં આવેલા મુલતાનનો સુબો અફગાન હતો. તેની સાથે રાવળને ઘણી વાર લડાઈ થઈ હતી. રાવળે તે સુબાને સંદેશો કહાવ્યો

ને યાચના કરી તેની પાસે માગી લીધું કે "મહેરબાની કરી મારી સાથે એક વધારે લડાઈ લડો કે તેથી અત્યારસુધી મારી જિંદગી મેં જેમ લડાઈમાં ગાળી છે તેમ મરણવખત પણ લડતાં લડતાં જિંદગી પૂરી કરૂં અને આ દુનિયા છોડતી વખતે મારો આત્મા આનન્દમાં રહે."

૬. મુલતાનના સુબાએ રાવળને જવાબ કહાવ્યો કે લડવાને માટે હું તૈયાર છું. પછી એ વાતની ખબર રાવળે પોતાની ટોળીને આપી. સાતસેં બહાદુર યોદ્ધાઓ અત્યારસુધીની તેની બધી લડાઈમાં તેના પક્ષમાં રહી લડ્યા હતા, તેઓ આ તેના મરણ વખતે પણ તેની સાથે રહી યુદ્ધમાં મરવા અને તેની કીર્તિમાં ભાગ લેવા તૈયાર થયા. તે બધાએ પોતાની સ્ત્રીઓ અને છોકરાંની રજા લીધી, અને અફગાન સુબાની સામા લડવાને કંમર બાંધી આગળ પડ્યા. રજપૂતોના કરતાં છગણું લશ્કર લઈને, બહાદુરમાં બહાદુર શૂરવીરો સાથે અફગાન રાજા લડવા આવતો હતો તેને તેઓ રસ્તામાં ભેગા થયા. યુદ્ધ બે કલાક જારી રહ્યું. રાવળ અને તેના બધા જાતિભાઈઓનો નાશ થયો, પણ મરતા પહેલાં તેમણે શત્રુનાં બે હજાર માણસોને કાપી નાખ્યાં.

૭. રજપૂત સ્ત્રીઓને રજપુતાણીઓ કહે છે. મરદના જેવીજ એ સ્ત્રીઓ બહાદુર, સાચી, અને ઉદાર હતી. મરણથી તેઓ લગાર પણ બીતી નહોતી. જ્યારે જ્યારે કોઈ

રજપૂત શહેરને શત્રુને તાબે થવાનો વખત આવતો અને તેને બચાવવાની કંઈ આશા રહેતી નહિ, ત્યારે ત્યારે રજપૂતો તરવાર બાંધી લડાઈમાં શત્રુઓ સાથે લડી કપાઈ મરવા તૈયાર થતા અને રજપુતાણીઓ શત્રુઓના હાથમાં કેદ ન પકડાય, માટે ચિતા ખડકી બળી મરવું પસંદ કરતી.

૮. રાઠોડ વંશનો મુખ્ય રાજા મહારાજા જસવંતસિંહ એક મોટો, શૂરવીર રજપૂત રાજા હતો. એને મોટા મુગલ પાદશાહ ઔરંગઝેબ સાથે લડાઈ થઈ તેમાં એ હાર્યો. જિંદગી બચાવવા તે પોતાની રાજધાની જોધપુરમાં નાસી ગયો. પણ ત્યાં પહોંચ્યો ત્યારે શહેરના દરવાજા તેણે રાણીના હુકમથી બંધ કરાતા નજરેનજર દીઠા. રાણીએ દરવાજા ઉઘાડવાની સાફ ના કહી. તેણે કહ્યું, "હું નથી માનતી કે આ દોડી આવે છે તે મારા સ્વામી છે. એ તો કોઈ નીચ કુળમાં જન્મેલો ગુલામ શહેરમાં દાખલ થવા ઇચ્છે છે. મારા સ્વામી તો રણક્ષેત્રમાં ઊંઘે છે અને તેમની આસપાસ તેમણે કતલ કરેલા શત્રુઓનાં મુડદાં પડેલાં છે. એ તો કોઈ દહાડો રણમાંથી પીઠ ફેરવી નાસી આવેજ નહિ."

૯. જે જમાનાની આપણે વાત કરીએ છીએ તે જમાનામાં એટલે આસરે ૭૦૦ થી ૧,૨૦૦ વરસ ઉપર હિંદુસ્તાનના બધા ભાગોમાં રજપૂતો રાજ્ય કરતા હતા. હિંદુસ્તાનની વાયવ્યમાં આવેલા એક ભાગને, એટલે આરાવલી ટેકરીની

પૂર્વ ને પશ્ચિમમાં આવેલા ઊંચા ભાગો અને વિન્ધ્ય પર્વતની ઉત્તરે આવેલા પ્રદેશને, હજી પણ રજપુતાના કહે છે. એ ભાગમાં ઘણી રજપૂત ટોળીઓ પ્રાચીન સમયમાં રહેતી હતી અને તેમના વંશજો પણ હાલ એજ ભાગમાં રહે છે.

૧૦. આસરે ૯૦૦ વર્ષ ઉપર, હિંદુસ્તાનના વાયવ્ય ખૂણા તરફ આવેલા થંડા દેશોમાંથી બરફથી ઢંકાયલી હિમાલય પર્વતની ખીણોમાં થઈને શત્રુઓનાં મોટાં લશ્કરો હિંદુસ્તાનમાં ઊતરી આવ્યાં, તેમની સાથે રજપૂતોને લડવું પડ્યું. હિંદુસ્તાનના વાયવ્ય કોણમાં પાસેજ અફગાનિસ્તાન એટલે અફગાન લોકોનો મુલક આવેલો છે; અને એ ઉત્તર તરફના લોકો એ દેશમાંથી આવ્યા. એ લોકો મુસલમાન હતા.

---

## ૮. ગિઝનીનો સબક્તગીન. હરણી અને તેના બચ્ચાની વાત.

૧. રજપૂત લોકો સાથે લડનારા, અફગાનિસ્તાનના જૂનામાં જૂના રાજાઓમાંનો એક **સબક્તગીન** હતો. તરુણ અવસ્થામાં તે એક નાની ટોળીનો અમીર કે સરદાર હતો અને એટલો બધો ગરીબ હતો કે તેની પાસે માત્ર એકજ ઘોડો હતો. જે શહેરમાં તે રહેતો હતો તેની આસપાસનાં મેદાનોમાં શિકાર કરવામાં તે ઘણોખરો વખત ગાળતો હતો.

૨. એક દિવસ એવું બન્યું કે તેણે એક હરણીને મૃગલા સાથે નિશ્ચિન્ત ચરતી જોઈ. ઘોડો દોડાવી મૂકી તેણે તરતજ તે મૃગલાને પકડી લીધું, અને તેના પગ બાંધીને પોતાની પાસે જીન ઉપર સાવચેતીથી મૂક્યું. એમ કરી તે શહેર તરફ પાછો વળ્યો.

૩. પણ પાછો ફર્યો કે તરતજ તે ગરીબ હરણી તેની પાછળ દોડી અને તેની તરફ શોકાતુર ચહેરે એકી નજરે તેણે જોયા કીધું. આથી સબક્તગીનનું હઈયું દયાથી એટલું બધું પીગળ્યું કે તેણે એકદમ ઘોડો ઊભો રાખ્યો, તે મૃગલાનું બન્ધન છોડી દીધું, અને તેને છૂટું મૂકી દીધું.

૪. આથી તે મૃગલાની માતા હરણી ખુશ ખુશ થઈ રહી. બચ્ચાને લઈને તે જંગલમાં દોડી ગઈ અને ત્યાં તેઓ ખેતરોમાં સ્વતન્ત્ર અને આનન્દી જિંદગી ભોગવવા લાગ્યાં. પણ દોડતાં દોડતાં પાછી નજર કરી, ઉપકાર અને પ્રેમથી ભરેલી આંખે તે સબક્તગીન તરફ વારંવાર જોયા કરતી.

૫. તેજ રાતે સબક્તગીનને સ્વપ્નું આવ્યું, તેમાં તેણે મહાન પેગંબર મુહમ્મદને જોયો. મુહમ્મદે તેને કહ્યું, "હે અમીર સબક્તગીન, આજે તેં તે બાપડી, નિરાધાર હરણીને નરમાશ ને દયા બતાવ્યાં છે; તેથી એક સાચો અલ્લા તારા પર ખુશ થયો છે અને તેના મહાન્ સભામંડપમાં તારૂં નામ રાજા-

ઓની યાદીમાં દાખલ કર્યું છે, તેથી તું એક દિવસ રાજા થઈશ. પણ રાજા થાય ત્યારે એવીજ દયાળુ રીતે તારી બધી પ્રજા સાથે વર્તજે અને કોઈને પણ દયા બતાવવામાંથી હઠતો



સબક્તગીન અને મૃગલું.

ના; કેમકે આ દુનિયામાં તેમજ પર દુનિયામાં દયા એ રાજામાં ઉત્તમમાં ઉત્તમ ગુણ છે.”

૬. પછી સબક્તગીનની સત્તા બહુ વધી ગઈ. તે અફગાનિસ્તાનના સુલતાન કે રાજાની કુંવરી સાથે પરણ્યો અને તેના મરણ પછી પેગંબરે તેને સ્વપ્નામાં ભવિષ્ય ભાખ્યું હતું તેમ તે જાતે સુલતાન થયો. મુહમ્મદ પેગંબરના નામ ઉપરથી તેણે પોતાના છોકરાનું નામ *મહમૂદ પાડ્યું. પંજાબનું રજપૂત રાજ્ય એના રાજ્યની પાસેજ હતું. ત્યાંના રજપૂત રાજાઓ સાથે એને ઘણી લડાઈઓ થઈ. એનો છોકરો મહમૂદ, ગિઝનીના મહમૂદ તરીકે પ્રસિદ્ધ થયો. તે એના કરતાં ઘણો વધારે પ્રખ્યાત થયો.

---

## ૯. ગિઝનીના મહમૂદે હિંદુસ્તાન કેવી રીતે લૂટ્યું.

૧. આજથી આસરે નવસેં વરસ ઉપર મહમૂદ ગિઝનીના સમયમાં હિંદુસ્તાન દુનિયામાં સહુથી વધારે પૈસાદાર દેશ હતો. હિંદુઓએ મોટાં શહેરો બાંધ્યાં હતાં અને તેમનાં ભવ્ય દેવમંદિરો સોનારૂપાના અલંકારથી ભરેલાં હતાં. એ શહેરોમાં જૂનામાં જૂનું ને પવિત્રમાં પવિત્ર કાશી કે બનારસ હતું. હિંદુસ્તાન અને પશ્ચિમ તરફના દેશો વચ્ચે તેમજ યુરોપ ખંડના દેશો વચ્ચે બહોળો વેપાર ચાલતો હતો. અફ-

---

* પેગંબરનું નામ મુહમ્મદ હતું ને તે પરથી છોકરાનું નામ મહમૂદ પાડ્યું, એ બે શબ્દોની જોડણી લક્ષમાં રાખો.

ગાનિસ્તાનના ઘાટોને માર્ગે ઊંટોની પીઠ ઉપર કીમતી વેપારની ચીજો હિંદુસ્તાનમાંથી એ દેશોમાં લઈ જવામાં આવતી હતી.

૨. **મહમૂદ** બાળક હતો ત્યારે આવો કીમતી વેપારી માલ લઈને પોતાના બાપના દેશમાંથી નીકળતી ઊંટોની હારોની હારો તેણે ઘણી વાર જોઈ હતી. એ વેપારીઓ સાથે તેને ઘણી વાર વાતચીત થતી, અને હિંદુસ્તાનનાં મોટાં શહેરો અને સંપત્તિથી ભરેલાં દહેરાં વિષે તેઓ તેને તમામ હકીકત કહેતા. તે કહેતો કે હું પુખ્ત ઉંમરનો થઈશ અને ગાદી ઉપર બેસીશ ત્યારે હિંદુ રાજાઓ સાથે લડાઈ કરીશ, તેમની પાસેથી સોનું, રૂપું, અને કીમતી ચીજો લઈ લઈશ, અને તે તમામ ચીજો ગિઝનીમાં લાવીશ.

૩. ત્રીસ વરસની ઉંમરે **મહમૂદ** ગાદી પર આવ્યો એટલે એણે જેમ કહ્યું હતું તેમ કર્યું. ચોમાસું પૂરૂં થયું અને ઘાટોમાંનો બરફ પીગળી વહી ગયો ત્યાંસુધી તેણે વાટ જોઈ; ત્યારપછી તે પોતાનું લશ્કર હિંદુસ્તાનમાં લઈ ગયો. લૂટેલું દ્રવ્ય ભરી લાવવા માટે તે પોતાની સાથે સંખ્યાબંધ ઊંટો ને ઘોડાઓ લઈ ગયો હતો. રજપૂતો શત્રુ સાથે બહાદુરીથી લડ્યા, પણ અફગાનો તેમના કરતાં કદમાં ને જોરમાં ચઢિયાતા હતા અને તેમની પાસે વધારે તેજી ઘોડા હતા. હિંદુઓને નાસી જવું પડ્યું અને તેમનામાંના ઘણા માર્યા ગયા.



કાશી.

૪. હિંદુસ્તાનનાં ફળદ્રુપ મેદાનોમાંથી ગંગા ને જમના નદીઓ વહે છે. એ બે નદીઓને કિનારે આવેલાં મોટાં શહેરોમાં ઘણાં સમૃદ્ધિવાળાં દહેરાં હતાં, તેમના ઘુમટો સોનાથી મઢેલા હતા અને તે સોનાથી મઢેલા સ્તંભો પર ટેકવેલા હતા. દહેરાંમાંની જમીન પણ સોનાથી મઢેલી હતી. દેવદેવીની મૂર્તિઓ શુદ્ધ સોનાની બનાવેલી હતી અને તેમનાં નેત્રો માણેકનાં હતાં. તેમનાં ગળામાં હીરા, મોતી, ને નીલમની કીમતી માળાઓ પહેરાવેલી હતી.

૫. આવી કીમતી લૂટ નજર આગળ દીઠી ત્યારે મહમૂદ અને તેના ક્રૂર અફ્ગાન સિપાઈઓને આનન્દથી ખૂબ હસવું આવ્યું. સુલતાન દેવળોમાં ફરી વળ્યો, પોતાને હાથે મૂર્તિઓના કકડે કકડા કરી નાખ્યા, અને સોનું, મોતી, અને હીરામાણેક લઈ ગયો. સિપાઈઓ શહેરમાં ઠેકાણે ઠેકાણે જઈ વળ્યા, દરેક ઘરમાંથી જે ગમ્યું તે લઈ ગયા, અને તેમ કરતાં જેઓ સામા થયા તેમને તેઓએ મારી નાખ્યા. એકલા એક શહેરમાંથી પણ એટલી બધી લૂટ તેમને હાથ આવી કે તે ૩૫૦ હાથી અને હજારો ઊંટો પર લાદીને લઈ જવામાં આવી. તે એકલા શહેરમાંથી ૫૦,૦૦૦ હિંદુઓને ગિઝની લઈ જવામાં આવ્યા અને ત્યાં તેમને દરેકને બબ્બે રૂપીએ શેરીઓમાં ગુલામ તરીકે વેચવામાં આવ્યા. તેમાંના ઘણાખરાઓને જોરજુલમથી મુસલમાન બનાવવામાં આવ્યા.

૬. પાછા ગયા પછી મહમૂદે ગિઝનીમાં એક મોટી ઉજાણી કરી અને તેમાં તમામ અફ્ગાનોને નોતરૂં દીધું. સોનું, રૂપું, રેશમી કાપડ, અને કીમતી માલ હિંદુસ્તાનમાંથી તે લૂટી લાવ્યો હતો તે બધું તેણે લોકોને જોવાને માટે મોટી મેજો પર ગોઠવ્યું. ગરીબમાં ગરીબ અફ્ગાનને પણ એ લૂટમાંથી ભારે બખ્શિશ આપવામાં આવી.

૭. આ પ્રમાણે મહમૂદે અફ્ગાનોને સાથે લઈ હિંદુસ્તાન પર સત્તર વાર સવારી કરી. દરેક વખત તે વધારે

બહાદુર થતો ગયો અને વધારે વધારે આગળ વધતો ગયો. છેલ્લી વખત તે દૂર દક્ષિણ તરફ છેક ગુજરાત સુધી ગયો. એ દેશમાં એક ઘણું પ્રાચીન મન્દિર હતું અને સમૃદ્ધિ માટે તે આખા ભરતખંડમાં પ્રસિદ્ધ હતું. એમાં **સોમ**નાથ મહાદેવની પંદર ફુટ ઊંચી એક ભવ્ય મૂર્તિ હતી. તે એટલે બધે દૂર હતી કે બ્રાહ્મણોને તેને માટે કંઈ ધાસ્તી લાગતી નહોતી. એક મોટા રણમાં ૩૫૦ માઇલની કંટાળાભરેલી ને લાંબી મુસાફરી કર્યા પછી અફ્ગાનો **સોમ**નાથના દહેરા પાસે આવી પહોંચ્યા અને પાસેથી તેમજ દૂરથી રજપૂતોનાં મોટાં ટોળાં **સોમ**નાથના રક્ષણ માટે આવ્યાં હતાં તે બધાંને નસાડી મૂક્યાં.

૮. પછી મહમૂદ તે મન્દિરમાં દાખલ થયો. બ્રાહ્મણો કંપવા લાગ્યા. તેમણે **સોમ**નાથની મૂર્તિ બચાવવાને મહમૂદને બહુ વીનવ્યો અને તેમ કરે તો તેને પુષ્કળ દ્રવ્ય આપવા માંડ્યું. પણ ક્રૂર સાદે તેણે કહ્યું, "હું મૂર્તિઓનો વેચનાર નથી. હું તો મૂર્તિનું ખંડન કરનાર મહમૂદ છું." એમ કહી તેણે તે મોટી મૂર્તિ પર પોતાની પાસેની લોઢાની ડાંગ વડે જોરથી ઘા કર્યો અને તેના કકડે કકડા કરી નાખ્યા.

૯. **સોમ**નાથમાંથી મહમૂદ ઘણું દ્રવ્ય લૂટી અફ્ગાનિસ્તાન લઈ ગયો અને તેની સાથે ઘણા ચતુર કારીગર પણ લેતો ગયો. તેમની મદદથી મહમૂદે ગિઝ્નીને એક સુંદર, શોભિતું શહેર બનાવ્યું અને તેમાં ઘણાં રોનકદાર મકાનો

બાંધ્યાં. એમાં એક મસીદ અથવા નિમાઝ પઢવાનું મકાન હતું.



સોમનાથનું નવું મંદિર.

તે એવું તો ભવ્ય હતું કે આસપાસના દેશોમાં એવું મકાન એક નહોતું તેથી તે સર્વ લોકો તેને જોઈ ચકિત થતા. એ મકાનને 'સ્વર્ગની કન્યા જેવું સુંદર' કહેતા હતા. ગિઝનીમાં ઘણા કવિઓ અને વિદ્વાનો આવ્યા અને તે બધાને સુલતાને કીમતી બક્ષિશો આપી.

# ૧૦. સુલતાન મહમૂદે કવિને શી રીતે ઇનામ આપ્યું.

૧. ગિઝનીનો પાદશાહ મહમૂદ પોતાનાં પરાક્રમનો એવો તો મગરૂર હતો કે તેણે તે જમાનાના મોટામાં મોટા કવિ ફિર્દોસીને તે પરાક્રમો વિષે એક કાવ્ય બનાવવાનું કહ્યું અને તેની દરેક બેત કે તુક માટે એક દિરહમ નામનો સિક્કો આપવાનું વચન આપ્યું. એ સિક્કો સોનાનો હતો, તેમજ રૂપાનો પણ હતો; પણ ફિર્દોસી તેમજ બીજાં બધાં માણસો એમ ધારતાં હતાં કે મહમૂદ જેવો મોટો બાદશાહ સોનાના સિક્કામાંજ ઇનામ આપશે.

૨. ફિર્દોસીએ કાવ્ય રચવાનું કામ શરૂ કર્યું અને ત્રીસ વરસમાં એ કાવ્ય પૂરૂં કર્યું. એ કાવ્ય 'શાહનામા' એટલે બાદશાહોના પુસ્તક તરીકે જાણીતું થયું છે. ફારસી ભાષામાં એ કાવ્ય સર્વથી વધારે પ્રસિદ્ધ છે અને દુનિયાનાં મોટાં કાવ્યોમાં પણ તેની ગણના થાય છે. એ કાવ્યમાં ૬૦,૦૦૦ તુક છે, એવું એ મોટું છે.

૩. જ્યારે ફિર્દોસી એ મહાકાવ્ય સુલતાન પાસે લઈ ગયો ત્યારે તે જોઈને તે ઘણો આનન્દ પામ્યો. પણ તેના ઇનામ તરીકે કવિ ૬૦,૦૦૦ સોનાના દિરહમ મળશે એમ ધારતો હતો તેને બદલે સુલતાને તેને ૬૦,૦૦૦ રૂપાના દિરહમ આપ્યા. તે ઇનામ લેવાની ના પાડતાં તો ફિર્દોસી બીધો,

પણ તે લઈને તે ઘણે દૂર આવેલા પોતાના વતનના શહેરમાં નાસી ગયો; અને ત્યાં સહીસલામત પહોંચ્યો એટલે તેણે તે ઇનામ સુલતાનને પાછું મોકલ્યું, ને તે સાથે કેટલીક કવિતા મોકલી. એ કવિતામાં તેણે સુલતાનને બનાવ્યો; કેમકે તે પરાક્રમી બાદશાહ હતો, તોપણ શરીરે ઘણો કદ્રૂપો હતો. તેના ચહેરા પર સહિયડનાં પુષ્કળ ઊંડાં ચાઠાં હતાં, અને તેની મા નીચ કુળમાં જન્મી હતી.

૪. એ કવિતા વાંચી મહમૂદ ઝંખવાણો પડી ગયો અને તેણે ૬૦,૦૦૦ સોનાના દિરહમ ઊંટ પર લાદીને તે ઊંટ ફિર્દોસીને પાછાં મોકલ્યાં. પણ હવે એ ઇનામ ઘણું મોડું પડ્યું; કેમકે ફિર્દોસી તો મરણ પામ્યો હતો અને સોનાથી લાદેલાં ઊંટો જેવાં એક દરવાજેથી શહેરમાં પેસતાં હતાં તેવા બીજે દરવાજેથી તેના શબને દાટવા લઈ જતા હતા. પણ તેની છોકરીએ એ પૈસા લીધા અને તેની મદદથી કવિની જન્મભૂમિમાં સ્વચ્છ પાણી હમેશ પૂરૂં પાડવા માટે એક ખાઈ ખોદાવી.

૫. મહમૂદ મરણની પથારીમાં સૂતો હતો અને એટલો બધો નબળો થયો હતો કે તેનાથી ઉઠાતું નહોતું, ત્યારે જે સોનારૂપાના તથા હીરામાણેકના ઢગલા તેણે પોતાના ખજાનામાં સીંચ્યા હતા તે તેણે પોતાની પાસે મંગાવ્યા અને છેલ્લી વખત તેની તરફ નજર કરી આનન્દ પામવા માટે તે

બધું પોતાની આગળ ગોઠવાવ્યું. પછી તેના મનમાં એવો વિચાર આવ્યો કે હવે થોડા વખતમાં મારે આ સર્વ દ્રવ્ય છોડીને ચાલ્યા જવું છે અને એના માલિક બીજાં માણસો થશે. આ વિચારથી તેને રોવું આવ્યું.

૬. એક પ્રાચીન ફારસી કવિ તેના 'ગુલિસ્તાન' (ગુલાબનો બાગ) નામના કાવ્યમાં આપણને એવી ખબર આપે છે કે મહમૂદના મરણ પછી સો વરસ રહીને તુર્કસ્તાનના એક બાદશાહને સ્વપ્નું આવ્યું તેમાં તેને મહમૂદનું દર્શન થયું. તેનું લગભગ બધું શરીર માટી થઈ ગયું હતું; માત્ર બે વિશાળ આંખ હજી પણ જાણે કંઈક જોતી હોય તેમ ધીમે ધીમે ચારે તરફ પલકારા મારતી હતી.

૭. તે બાદશાહે દરબારના ડાહ્યા માણસો તરફ નજર કરી અને પૂછ્યું કે આ સ્વપ્નાનો શો અર્થ છે? આ સવાલનો જવાબ કોઈથી દઈ શકાયો નહિ. આખરે એક ફકીર, જેણે સંસારનો ત્યાગ કર્યો હતો અને ભીખ માગી ગુજરાન ચલાવતો હતો, તેણે જવાબ દીધો કે, "મહમૂદની અથાગ દોલત બીજાંના હાથમાં ગઈ છે તેથી એને ઘણી જ દિલગીરી થઈ છે અને એની આંખ હજી તે દોલત તરફ નજર કરવા તલસે છે."

---

## ૧૧. સુલતાન મહમૂદને વેપારીની માએ કેવી રીતે ઠપકો દીધો.

૧. એશિઆના ઘણા દેશોમાં ઊંટની પીઠ પર ભરીને એક દેશથી બીજે દેશ માલ લઈ જવામાં આવે છે. વેપારીઓ ટોળું બંધાઈ એ માલની સાથે મુસાફરી કરે છે, અને માલથી લાદેલી ઊંટની હારની હારને વણજાર કહે છે. ગિઝનીના સુલતાન મહમૂદે એટલા બધા દેશો જીતી લીધા હતા કે તે બધા પર તેનાથી સારી રીતે રાજ્ય ચલાવી શકાતું નહોતું. એમાંના એક દેશમાં લુટારાઓએ વેપારીની વણજાર પર હુમલો કર્યો અને તેમાંના ઘણાને મારી નાખી તેમનો માલ લૂટી લીધો. એમાંના એક વેપારીની મા ત્યાંથી લાંબો રસ્તો કાપતી કાપતી ઠેઠ ગિઝની ગઈ અને સુલતાનને ફરિયાદ કરી.

૨. મહમૂદે કહ્યું, "ભલી માતા, આટલા બધા દૂર આવેલા પ્રદેશમાં મારાથી બંદોબસ્ત શી રીતે જળવાય? ગિઝનીથી એ દેશ સેંકડો ગાઉ દૂર છે. આટલે આઘે દૂર મારાથી લુટારૂઓ વશ કરી શકાય નહિ, તેમજ રસ્તા પણ સહીસલામત રખાય નહિ."

૩. તે વૃદ્ધ સ્ત્રીએ જવાબ દીધો, "ત્યારે જે દેશ પર તમે બરાબર રાજ્ય ચલાવી શકતા નથી તે દેશ તમે જીતો છો શા માટે? જે જે દેશોના તમે સુલતાન છો તેમાં જયાં જ્યાં ખરાબ

રાજ્ય ચાલે છે તેને માટે તમારા મરણ પછી ખુદા તમારો જવાબ માગશે."



વણજાર.

૪. એમ કહેવાય છે કે તે વેપારીની માતાનું કહેવું વાજબી અને ખરૂં હતું એમ મહમૂદને લાગ્યું. તેનો પુત્ર મરણ પામ્યો હતો તેને તો તે જીવતો કરી શક્યો નહિ, પણ તેનો જેટલો માલ ચોરાયો હતો તે બધો તેણે ભરી આપ્યો, અને તે દેશ પર બરાબર રાજ્ય ચલાવવા માટે તેણે અમલદારો મોકલ્યા.

## ૧૨. નસીબનું ફરી જવું,

અથવા

## સોમનાથના બે દાબશલીમ.

૧. ઇ. સ. ૧૦૨૪માં ગિઝનીના સુલતાન મહમૂદે મોટી ફોજ લઈ અફગાનિસ્તાનમાંથી નીકળી દક્ષિણ તરફ મુલતાન અને સિંધમાં થઈ ગુજરાત પર ચઢાઈ કરી. તેણે ગુજરાતને દરિયાકિનારે આવેલા સોમનાથના ધનાઢ્ય મન્દિર વિષે બહુ કીર્તિ સાંભળી હતી અને તેને લૂટી લેવા માટે તેનું મન તલસતું હતું. તેણે સોમનાથ જીત્યું, તેમાં મહાદેવની મોટી મૂર્તિ હતી તેનું ખંડન કર્યું, અને તેમાંથી સોનું, રૂપું, અને કીમતી રત્નોનો અખૂટ ખજાનો લૂટી લઈ ગયો.

૨. ગુજરાતના સૌન્દર્ય અને દ્રવ્યથી મહમૂદના મન પર એટલી બધી અસર થઈ કે ત્યાં હમેશ રહેવાનો પ્રથમ તો તેણે વિચાર કર્યો. પણ તમારૂં પોતાનું રોનકદાર ગિઝની શહેર છોડી દેવું એ કેવું મૂર્ખાઈભરેલું છે, એમ તેના અમલદારોએ તેને દર્શાવ્યું ત્યારે તેણે એ વિચાર છોડી દીધો. તોપણ પોતાને નામે રાજ્ય કરે અને ખંડણી ભરે એવા કોઈને ગુજરાતની ગાદી પર બેસાડવાનો તેણે નિશ્ચય કર્યો.

૩. બહુ તપાસ કર્યા પછી તેને એવી ખબર મળી કે દાબશલીમ નામનો એક રાજા છે તે સંન્યાસી થયો છે, પણ

તે પૂરેપૂરો સદ્‌ગુણી છે. કોઈ પણ જાતનું કલંક તેનામાં નથી અને રાજ્ય ચલાવવાને તે બરાબર લાયક છે. તેણે તેને બોલાવી મંગાવી ગાદીએ બેસાડવાનું કર્યું. દાબશલીમે તેનો ઉપકાર માન્યો અને નિયમિત રીતે ખંડણી ભરવાનું વચન આપ્યું. તેણે કહ્યું, "પણ એ હું એક સરતે કરીશ. મારાજ નામનો એક બીજો રાજા છે. તે મારો કટ્ટો દુશ્મન છે અને હું તેનાથી બીઉં છું. આપ સુલતાન જતા રહેશો એટલે તે મારા ઉપર હુમલો કરશે. હું સંન્યાસી છું ત્યાંસુધી તો તેનાથી મને સ્પર્શ પણ કરી શકાશે નહિ. પણ હું રાજા થયો એમ તેને ખબર પડશે એટલે મારો નાશ કરશે ત્યાંસુધી તે જંપીને બેસશે નહિ. હું તેટલા માટે સુલતાનને એવી અરજ કરૂં છું કે એને કેદ કરવો."

૪. પછી મહમૂદે દાબશલીમ રાજા પર ચઢાઈ કરી તેનો દેશ જીતી લીધો, તેને કેદ પકડ્યો, અને તેનો નાશ કરવા માટે સંન્યાસીને સ્વાધીન કરવાનું કર્યું. સંન્યાસીએ કહ્યું, "કેદ કરેલા રાજાને મારી નાખવો એ અમારા દેશનો રિવાજ નથી. રાજ્યાસનની નીચે નાના ભાંયરામાં કેદી રાજાને કબજ કરવામાં આવે છે, અને ત્યાં તેને કેદી તરીકે રાખે છે. તેમાં એક નાનું બાકું રખાય છે તેમાંથી દરરોજ તેને ખોરાક અને પાણી અપાય છે. જ્યાંસુધી રાજા રાજ્ય કરે છે ત્યાંસુધી તેણે પકડેલા રાજકેદીને પોતાના રાજ્યાસનની નીચેના એ ભાંયરામાં રાખવામાં આવે છે. પણ હું એવો જબરો હોઉં એમ મને

લાગતું નથી કે મારા શત્રુને એ પ્રમાણે કેદ કરી શકું. જો સુલતાન એને ગિઝની લઈ જાય તો થોડો વખત રહી રાજ્ય પર મારી સત્તા બરાબર ઝામશે એટલે હું એને બોલાવી લઈશ અને મારા રાજ્યાસનની નીચે ભાંયરામાં કેદ કરીશ."

૫. સુલતાન **મહમૂદે** એ પ્રમાણે કરવાનું વચન આપ્યું. **સો**મનાથની ગાદીએ સંન્યાસીને બેસાડીને **મહમૂદ ગિઝની** ગયો અને કેદી રાજાને પોતાની સાથે લેતો ગયો. એકબે વરસ ચાલ્યાં ગયાં, તે દર્મિયાન **દાબશલીમે** સુલતાનને ખંડણી અને ખજાનો વખતસર મોકલ્યાં. પછી તેણે સુલતાનને કહ્યું કે "હવે મારો શત્રુ મને સ્વાધીન કરો; કેમકે હવે હું બળવાન્ થયો છું અને એનાથી બીતો નથી." એ ઉપરથી **દાબશલીમે** જે અમલદારો સુલતાન કને મોકલ્યા હતા તેમને સુલતાને રાજકેદી સ્વાધીન કર્યો.

૬. દેશમાં એવો રિવાજ હતો કે જ્યારે કેદી રાજાને **સો**મનાથ નગરમાં લાવવામાં આવે ત્યારે રાજાએ તેને એક મજલ મળવા જવું, પોતાનું નહાવાનું વાસણ તે કેદી રાજાને માથે મૂકવું, અને એવી રીતે પોતાના ઘોડાની આગળ રાજમહેલ સુધી તેને ચલાવવો. આથી એમ સમજાય કે તે કેદી, રાજાનો ગુલામ બન્યો છે. આ રિવાજને અનુસરી જે અમલદારો **દાબશલીમને** કેદી તરીકે લાવતા હતા તેમને મળવા માટે **દાબશલીમ** રાજા સામો ગયો.

૭. પણ કેદી અને તેની સાથેનાં માણસોને આવતાં વાર થઈ; તેથી વખત ગાળવા સારૂ રાજા અને તેના અમલદાર શિકાર કરવા ગયા. ત્યાં સૂર્યની ગરમી વધતી ગઈ ત્યારે તેઓ



નસીબનું ફરી જવું, સોમનાથના બે દાબશલીમ.

જંગલમાં વિશ્રામ લેવા બેઠા. રાજા બીજા બધાથી છૂટો પડ્યો અને મોટા ઝાડ નીચે બેઠો. થોડો વખત રહીને તેને ઊંઘ આવવા લાગી. માખીને અટકાવવા માટે તેણે મોં પર રાતો

રેશમી રૂમાલ ઢાંક્યો અને ઊંઘી ગયો. એક બાજ પક્ષી ત્યાં ઊડતું હતું તેણે તે લાલ રૂમાલ જોયો અને લાલ માંસનો કકડો ગણ્યો. તે લેવાને તે ઊતર્યું અને લઈ લેવા માટે તેમાં પોતાના પંજા માર્યા. એમ કરવામાં તેણે રાજાની એક આંખ ફોડી નાખી.

૮. તે વખતે એવો નિયમ હતો કે રાજામાં કોઈ પણ રીતની શરીરની ખોડ હોવી ન જોઈએ અને કાણા પુરુષને તો ખાસ કમનસીબ ગણવામાં આવતો. એવા રાજાથી હવે રાજ્ય કરી શકાય નહિ. એજ સમયે કેદી દાબશલીમને ગામમાં લાવ્યા. તે રૂપાળો, મજબૂત, અને શરીરની કોઈ પણ તરેહની ખોડ વિનાનો હતો; વળી તે રાજવંશી હતો અને એના સિવાય રાજ્યને માટે બીજો કોઈ હકદાર નહોતો. તેટલા માટે દરબારના અમીરો અને અમલદારોએ તેને પોતાનો રાજા બનાવવાનો નિશ્ચય કર્યો.

૯. આ બાબતમાં બધા એકમત થયા એટલે તે કેદીને બાદશાહી પોશાક પહેરાવવામાં આવ્યો. તે ઘોડા પર સવાર થયો અને બીજો દાબશલીમ જે પ્રથમ સંન્યાસી હતો તેને નવા રાજાના મોં આગળ માથા પર નહાવાની કુંડી લઈને ચાલવું પડ્યું. જે ભાંયરૂં તેણે પોતાના શત્રુને માટે તૈયાર કર્યું હતું તેમાં તેને પૂરવામાં આવ્યો અને મરણ પામ્યો ત્યાંસુધી તેમાં રાખ્યો.

---

## ૧૩. સુલતાન મહમૂદને ઘુવડે શી રીતે ડહાપણનો બોધ કર્યો.

૧. એક વખત ગિઝનીની પશ્ચિમ તરફનો દૂર આવેલો દેશ મહમૂદ બેરાન કરતો હતો. તેના સિપાઈઓ ખેતરોમાંનું અનાજ કાપી નાખતા હતા, ગામડાં બાળી મૂકતા હતા, અને ઢોરોને લઈ જતા હતા. આથી એમ જણાતું હતું કે થોડા વખતમાં ત્યાં કંઈજ રહેવાનું નથી અને આખો દેશ જંગલ જેવો થઈ જશે. તેના પ્રધાનોમાં એક શાણો ને પવિત્ર હતો. તેણે કોઈ પણ રીતે સુલતાનને લોકો પર દયા ઊપજે એવી તદબીર શોધી કાઢવા પ્રયત્ન કર્યો.

૨. એક દિવસ તેણે સુલતાનને કહ્યું કે હું બાળક હતો ત્યારે એક વાર મેં એક પીર એટલે સાધુ પુરુષને ઉપકાર કર્યો હતો અને તેણે મને તેના બદલામાં પક્ષીની ભાષા સમજતાં શિખવ્યું હતું.

૩. બીજે દહાડે સુલતાન અને તેનો પ્રધાન શિકાર કરવા નીકળ્યા. સાંજે તેઓ પાછા ફરતા હતા તેવામાં એક ઝાડની ડાળી પર બે ઘુવડ બેઠેલાં હતાં અને એક બીજા સાથે વાત કરતાં હતાં તે તેમની નજરે પડ્યાં.

૪. આ જોઈ સુલતાને પ્રધાનને કહ્યું, "કાલે તમે મને કહ્યું હતું કે તમે પક્ષીની ભાષા સમજો છો. આ બે પક્ષીઓ શી વાત કરે છે તે મને કહો, જોઈએ."

૫. તે પ્રધાને થોડી વાર તે ઘુવડોને બોલતાં સાંભળ્યાં અને પછી સુલતાનને જવાબ દીધો, "સુલતાન સાહેબ, એ પક્ષીઓ જે વાત કરે છે તે તમારે સાંભળવા જેવી નથી. એ હું તમને કહેતો નથી તેને માટે મને માફ કરજો."

૬. સુલતાને કહ્યું, "એ ગમે તે વાત કરતાં હોય તે તમે મને કહો, લગાર પણ ધાસ્તી રાખતા ના. મારે એ સાંભળવી છે, હું તમને કંઈ પણ ઈજા કરવાનો નથી."

૭. આ ઉપરથી પ્રધાન બોલ્યો, "જહાંપનાહ, આમાંના એક ઘુવડને એક છોકરી છે; અને બીજાને છોકરો છે. એ બે છોકરાંનાં લગ્ન કરવાની તેઓ ગોઠવણ કરે છે. ઘુવડના બાપે ઘુવડીના બાપને કહ્યું, "તમે તમારી છોકરી મારા છોકરા સાથે પરણાવવા ઇચ્છો છો, નહિ વારૂ? તમારી છોકરીને પચાસ બેરાન થયલાં ગામડાં કન્યાદાન તરીકે આપશો?" ઘુવડીના બાપે જવાબ દીધો, "ખુદાની મહેરબાનીથી જ્યાંસુધી સુલતાન મહમૂદ રાજ્ય કરે છે ત્યાંસુધી બેરાન ગામડાંની ક્યાં ખોટ છે? પચાસ નહિ, પણ પાંચસેં બેરાન ગામડાં હું ખુશીથી આપીશ."

૮. આ વાત સુલતાને સાંભળી એટલે શરમાઈ ગયો અને ગામડાં બેરાન કરવાનું કામ એકદમ બંધ કરવા હુકમ કર્યો. લોકો પોતાને ગામ પાછા વસ્યા. પોતે સુલતાનનું તેમજ પ્રજાનું બંનેનું હિત કર્યું તેથી પ્રધાન ઘણો રાજી થયો.

## ૧૪. પૃથ્વીરાજ એક કન્યા શી રીતે જીતી લાવ્યો.

૧. સબક્તગીન અને મહમૂદના વંશના ગિઝનીના સુલતાનોનું રાજ્ય થોડાજ વખતમાં પૂરૂં થયું. ત્યારપછી અફ્ગાનિસ્તાન પર એક બીજા વંશના રાજાઓનું રાજ્ય થયું. એ રાજાઓ ગોર નામના પ્રાન્તમાંથી આવ્યા હતા, માટે ગોરી સુલતાનના નામથી ઓળખાતા હતા. એમાંનો સહુથી પ્રખ્યાત સુલતાન મુહમ્મદ ગોરી હતો. ગિઝનીના સુલતાન મહમૂદ પછી આસરે બસેં વરસ રહીને મુહમ્મદ ગોરી ગાદી પર આવ્યો, અને તેની પેઠે એણે પણ અફ્ગાન સિપાઈના લશ્કરને લઈને એક પછી એક હિંદુસ્તાન પર ઘણી સવારીઓ કરી.



મુહમ્મદ ગોરી.

૨. એના વખતમાં ઉત્તર હિંદુસ્તાનમાં ત્રણ મોટાં રજપૂત રાજ્યો હતાં. એ રાજ્યો દિલ્હી, અજમેર, અને કનોજનાં હતાં. આ સ્થળે રજપૂતોની ત્રણ પ્રખ્યાત ટોળીઓ રાજ્ય કરતી હતી. એ ટોળીઓ તુમાર, ચોહાણ, અને રાઠોડ હતી. અનંગપાળ નામનો તુમાર વંશનો રાજા દિલ્હીમાં રાજ્ય કરતો હતો, પૃથ્વીરાજ કે કવિઓ વર્ણવે છે તેમ પૃથ્વી-

રાય અજમેરનો ચોહાણ રાય કે રાજા હતો, અને જયચંદ કનોજનો રાઠોડ રાજા હતો.

૩. એ ત્રણ રાજાઓ એકએકના સગા થતા હતા. એ ત્રણમાં અનંગપાળ સહુથી મોટો હતો. એની એક છોકરી જયચંદના બાપ સાથે પરણી હતી અને બીજી પૃથ્વીરાયના બાપ સાથે પરણી હતી. આ પ્રમાણે અનંગપાળ જયચંદ તેમજ પૃથ્વીરાજ બંનેનો દાદો થતો હતો, અને જયચંદ અને પૃથ્વીરાજ મસિયાઈ ભાઈ હતા.

૪. અનંગપાળને છોકરો હોત તો એની પછી તે દિલ્હીની ગાદીએ આવત. પણ તે છોકરા વિનાનો મરી ગયો અને મરણ પામતા પહેલાં પોતાની ગાદીએ નાના અને પ્રિય દૌહિત્ર પૃથ્વીરાજને નીમતો ગયો. આથી પૃથ્વીરાજ દિલ્હી અને અજમેર બંનેનો રાજા થયો. એ તરુણ રાજા બહાદુર અને સ્વરૂપવાન હતો અને તુમાર અને ચોહાણ રજપૂતોને હઈયાનો હાર હતો.

૫. કનોજનો રાજા જયચંદ પૃથ્વીરાજથી ઘણો મોટો હતો અને તેના દાદાએ તેને મૂકી પૃથ્વીરાજને ગાદી આપી તેથી તે ઘણો ગુસ્સે થયો હતો. મારા તરુણ મસિયાઈ ભાઈ કરતાં મારો હક વધારે છે એમ તે સમજતો હતો. આ ઉપરથી ચોહાણ અને રાઠોડ જાતના રજપૂતો વચ્ચે મોટા કજીઓ થયો અને આપણે જોઈશું કે એ કજીઆના પરિણામમાં બંનેનો નાશ થયો.

૬. પૃથ્વીરાજ દિલ્હીની ગાદીએ બેઠા પછી તરતજ મોટું લશ્કર લઈ મુહમ્મદ ગોરી હિંદુસ્તાન પર ચઢી આવ્યો. દિલ્હીની ઉત્તરે થાણેશ્વરના વિશાળ મેદાનમાં ઘણાં પ્રખ્યાત યુદ્ધો થયાં છે, ત્યાં તિરોરી આગળ એક લડાઈ થઈ, તેમાં પૃથ્વીરાજની સરદારી નીચે રજપૂત વીરોએ મુહમ્મદ ગોરીને હરાવ્યો અને અફગાનોને નસાડી મૂક્યા. એ મોટું યુદ્ધ ઇ૦ સ૦ ૧૧૯૧ માં આસરે ૭૦૦ વર્ષ ઉપર થયું. એમાં ઘણા અફગાનો માર્યા ગયા. મુહમ્મદ ગોરીને ઘણો સખ્ત ઘા વાગ્યો અને જીવતાં રહ્યાં તે માણસો સાથે મુહમ્મદ ગોરી સિન્ધુ નદી ઓળંગી પોતાને દેશ પાછો ફર્યો.

૭. આ બનાવ બન્યા પછી જયચંદે હિંદુસ્તાનમાં બધે જાહેર કર્યું કે રજપૂત સરદારોનો ખરો રાજા પૃથ્વીરાજ નથી, પણ હું છું. આર્ય જમાનાના ક્ષત્રિયોના જૂના રિવાજ પ્રમાણે તેણે એક મોટો રાજસૂય નામનો યજ્ઞ કર્યો. આ યજ્ઞનાં ઉત્સવમાં તેણે હિંદુસ્તાનના તમામ સરદારો ને રાજાઓને બોલાવ્યા અને તેમને જુદાં જુદાં સેવાનાં કામો સોંપ્યાં. પૃથ્વીરાંજને પણ એ પ્રમાણે બોલાવવામાં આવ્યો અને દ્વારપાળ તરીકે દરવાજાની ચોકી કરવાનું કામ સોંપવામાં આવ્યું.

૮. આજ વખતે જયચંદે પોતાની છોકરી સંયુક્તા માટે સ્વયંવર રચવાનું જાહેર કર્યું. સ્વયંવરનો રિવાજ ક્ષત્રિયોમાં ઘણો

જૂનો હતો, એમાં પિતાના દરબારમાં જે રાજકુંવરો એકઠા થયા હોય તેમાંથી પોતાને જે ગમે તેને કન્યા પોતાના વર તરીકે પસંદ કરતી હતી. આ પ્રમાણે કન્યા પોતાનો વર પોતાની મેળે વરતી હતી, એટલે પસંદ કરતી હતી, માટે એ સ્વયંવર કહેવાતો હતો. સીતાએ રામને એજ પ્રમાણે વર્યા હતા.

૯. સંયુક્તા એક સુંદર રજપૂત કન્યા હતી, અને રજપૂત ભાટો ગામે ગામ ફરી એની ખૂબસૂરતીનાં કવિતો ગાતા હતા. "તે ઊંચા કદની, સ્વરૂપવતી, અને મધુરકાન્તિવાળી હતી. તેનો લાંબો ભરાવ ચોટલો સુંદર કાળા રંગનો હતો ને તેમાં આછા આસમાની રંગની છાંટ હતી. તેનાં વિશાળ નેત્ર સફેત કમળના પાંદડા પર ફરતા કાળા ભમરા જેવાં હતાં." સંયુક્તાના લાવણ્યની આ બધી અને એથી પણ વધારે વાતો દિલ્હીના રાજા પૃથ્વીરાજે પોતાના દરબારના ભાટ ચંદ કવિ તરફથી સાંભળી હતી.

૧૦. પૃથ્વીરાજનો સંયુક્તાના પર પ્રેમ હતો અને સંયુક્તા પણ તેને ચહાતી હતી. તેઓ નિકટનાં સગાં થતાં હતાં તોપણ તેમણે એક બીજાને જોયાં પણ નહોતાં. પૃથ્વીરાજ પાસે એક ઘરડી ધાવ હતી. તેણે તેને બાળપણથી ઉછેર્યો હતો અને તેને તે બધી છૂપી વાત પણ કહેતો હતો. તેના મનના તમામ વિચારો તેણે એ ધાવને કહી સંભળાવ્યા

ને તેનાથી કંઈ પણ છુપાવ્યું નહિ. તે સંયુક્તા કન્યાને ચહાતો હતો, પણ તેનો પિતા તો હવે તેનો કટ્ટો દુશ્મન હતો અને તેને અતિશય ધિક્કારતો હતો. આવી સ્થિતિમાં તેણે શું કરવું તે તેને સૂઝ્યું નહિ. તેની ઘરડી ધાવે તેને શું કરવું તે બતાવ્યું.

૧૧. હાથીદાંત પર ચિત્રેલી એક પોતાની છબી પૃથ્વીરાજે તે ધાવને આપી અને તે લઈને તે કનોજ ગઈ. ઘણી તરુણ હતી ત્યારે એ ધાવે કનોજની ગઈ રાણીની નોકરી બજાવી હતી; તેથી તે હવે કનોજના દરબારમાં ગઈ અને પાછી નોકરી માગી. તેને નોકરીમાં દાખલ કીધી અને સંયુક્તા કુમારિકાની સેવા કરવાનું કામ તેને સોંપવામાં આવ્યું. તેણે તે કુંવરીને પૃથ્વીરાજની અને તેના પ્રેમની બધી હકીકત કહી સંભળાવી અને તેની છબી આપી. સંયુક્તાએ પૃથ્વીરાજના પરાક્રમ અને શુરાતન વિષે બહુ બહુ સાંભળ્યું હતું, અને કેવી બહાદુરીથી લડીને તેણે અફગાન લોકોને નસાડી મૂક્યા હતા તે બધું તેના જાણવામાં આવ્યું હતું; તેથી તેણે તરતજ એવો નિશ્ચય કર્યો કે પરણવું તો પૃથ્વીરાજને પરણવું, બીજા કોઈને નહિ. પેલી ઘરડી ધાવ પૃથ્વીરાજ પાસે પાછી આવી અને તેને આ બધી વાતથી વાકેફ કીધો. પૃથ્વીરાજે કહ્યું કે "હું એ કન્યાને મારી સ્ત્રી તરીકે જીતી લાવીશ ને તેમ કરતાં મારો જીવ જશે તો તેની મને દરકાર નથી."

૧૨. એ દર્મિયાનમાં જયચંદનો પૃથ્વીરાજ પર એવો



તે રાયે કન્યા કેવી રીતે જીતી તે.

હુકમ આવ્યો કે તમારે રાજસૂય યજ્ઞમાં આવવું અને દ્વારપાળ તરીકે મારી સેવા બજાવવી. આથી તેને રૂંએ રૂંએ ક્રોધ છૂટ્યો. તે જયચંદને પોતાના ઉપરી રાજા તરીકે કબૂલ કરતો નહોતો, તો પછી કોઈ પણ પ્રકારે તેની સેવા તો શેનીજ કરે, અને તેમાં વળી દ્વારપાળ, જે હમેશ એક હલકી ન્યાતનો હોય, તેનું કામ કરવાનું તો તેનું મન કબૂલજ કેમ કરે !

૧૩. રાજસૂય ને સ્વયંવરના ઉત્સવને પ્રસંગે ઘણા રજપૂત રાજાઓ પાસેના તેમજ આઘેના દેશોમાંથી એકઠા થયા. દરેકને એવી આશા હતી કે કન્યા મને વરમાળા પહેરાવશે. કનોજનો વિશાળ રાજદરબાર રાજાઓથી ખીચોખીચ ભરાયો હતો અને દરેક રાજાને માટે બેઠક રાખવામાં આવી હતી. પૃથ્વીરાયને દ્વારપાળનું કામ કરવાનું હતું; પણ તે ત્યાં આવ્યો નહોતો. તે ન આવ્યો તેથી જયચંદે એક સોનાનું પૂતળું દરવાજા આગળ બેસાડ્યું અને તેને દરવાન પૃથ્વીરાય એવું નામ આપ્યું. આ જોઈને કેટલાક રાજાઓને હસવું આવ્યું, પણ બધા જાણતા હતા કે પૃથ્વીરાજ આવું અપમાન સહન કરનાર નથી અને પરિણામે લોહીલોહીઆણ થયા વિના રહેનાર નથી.

૧૪. પણ પૃથ્વીરાજ ત્યાં વેશ બદલીને આવ્યો હતો અને રાજદરબારની બહાર ઊભો હતો તેની જયચંદને ખબર નહોતી. પૃથ્વીરાજ, ચંદ ભાટ નામનો એક બહાદુર અને શૂરો યોદ્ધો, અને ચૂંટી કાઢેલા સો ઉત્તમ ચોહાણ વીરો ત્યાં આવ્યા

હતા. તેઓ ભિખારીના વેશમાં આવ્યા હતા, તેથી તેમને કોઈ ઓળખી શક્યું નહિ. તેઓ લોકોનાં ટોળાં ભેગા બહાર ઊભા હતા, પણ તેમણે પોતાનાં ખંજર લુગડાંની નીચે સંતાડ્યાં હતાં અને તેમના ઘોડા પાસેના જંગલમાં હતા.

૧૫. વખત થયો એટલે તે સુંદર રજપૂત કન્યા **સંયુક્તા** સ્વયંવર માટે, એટલે પોતાની મેળે પોતાના વરને પસંદ કરવા માટે, તૈયાર થઈ. તેના પિતાએ તેના હાથમાં સુગંધીદાર ફૂલની માળા આપી અને કહ્યું કે "જે રાજકુમારને તું વર તરીકે પસંદ કરતી હોય તેને તું આ વરમાળા પહેરાવ." સરદારો ને રાજાઓ હારબંધ બેઠા હતા તેમની હાર વચ્ચેથી ચાલતી ચાલતી તે દરવાજા આગળ ગઈ અને જે સોનાના પૂતળાને તેના પિતાએ તિરસ્કારમાં પૃથ્વીરાયનું નામ આપ્યું હતું તેના ગળામાં તે વરમાળા પહેરાવી દીધી.

૧૬. આ પ્રમાણે તેણે વરમાળા પહેરાવી કે તરતજ પૃથ્વીરાજ દરવાજા આગળ ધસી આવ્યો, કુંવરીને પોતાની બાથમાં લઈ લીધી, તેને લઈને શહેર બહાર નીકળી ગયો, એક ઘોડો તૈયાર રાખવામાં આવ્યો હતો તે ઉપર તેને પોતાની આગળ બેસાડી, અને દિલ્હીને રસ્તે ઘોડો દોડાવી મૂક્યો. તેના સો વીરો પણ ઘોડેસવાર થઈ તેની સાથે તૈયારજ હતા. આ પ્રમાણે બધું કામ બહુ જલદી કરવામાં આવ્યું ને ક્ષણનો પણ વિલંબ કીધો નહિ.

૧૭. રાજદરબારમાં હાહાકાર થઈ રહ્યો. જયચંદ અને રાઠોડ સરદારોએ પોતાના ઘોડા મંગાવ્યા ને તે પર સવાર થઈ પૂર વેગે પૃથ્વીરાજની પાછળ પડ્યા; પણ જયચંદને ખબર પડતાં ઘણીવાર લાગી હતી અને એ દર્મિયાનમાં ચોહાણો ઘણા આગળ નીકળી ગયા હતા. ચંદ કવિ આપણને કહે છે કે ચોહાણ ને રાઠોડો વચ્ચે દોડતાં દોડતાં પાંચ દિવસ લડાઈ જારી રહી અને બંને પક્ષના ઘણા શૂરવીરો તેમાં માર્યા ગયા. પણ પૃથ્વીરાય પોતાની પત્ની સંયુક્તા સાથે સહીસલામત દિલ્હી પહોંચ્યો અને ત્યાં તેમનાં લગ્ન ખૂબ ઠાઠથી કરવામાં આવ્યાં.

---

## ૧૫. રજપૂતોએ પોતાનાં રાજ્ય શી રીતે ખોયાં.


પૃથ્વીરાય (પૃથ્વીરાજ).

૧. જ્યારે કનોજના રાજા જયચંદને માલમ પડ્યું કે પૃથ્વીરાજને મારાથી બળથી હરાવી શકાશે નહિ, ત્યારે તેનું હૃદય ક્રોધથી બળવા લાગ્યું અને તેણે એક નીચ, હલકું, અને સાચા રજપૂત વીરને શોભે નહિ એવું કામ કીધું. તેણે મુહમ્મદ ગોરીને કાગળ લખ્યો અને દિલ્હીના રજપૂતો પર એકવાર ફરીથી હુમલો કરવા તેને આગ્રહ કર્યો.

૨. મુહમ્મદની હાર થઈ ત્યારથી તે કંઈ આળસુ બેસી રહ્યો નહોતો. એક વર્ષ ઉપર થયલા તિરોરીના યુદ્ધમાં તેના જે સરદારો નાસી ગયા હતા તેમને તેણે સજા કરી. તેમની ગરદનની આસપાસ દોરી વડે જવના તોબરા બાંધ્યા અને તેઓ ગધેડા કે ખચ્ચર હોય અને માણસના નામને લાયક ન હોય તેમ તે તોબરાઓમાંથી ખાવાનો તેમને હુકમ કર્યો. તે સરદારોને ઘણી શરમ લાગી અને પોતાની મર્દાઈ સાબીત કરવા એક વાર ફરીથી લડાઈમાં જવાને તેઓ આતુર થઈ રહ્યા.

૩. લડવાની તૈયારી બરાબર થઈ રહી એટલે અફગાન અને તુર્ક લોકોની ૧,૨૦,૦૦૦ માણસની જંગી ફોજ સાથે મુહમ્મદ અફગાનિસ્તાનમાં થઈને હિંદુસ્તાનનાં મેદાનોમાં ઊતરી પડ્યો. અગાઉની પેઠે પોતાના ચોહાણ વીરોને લઈને પૃથ્વીરાજ તેની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો; અને બીજા ઘણા રજપૂત સરદારો અને તેમની ટોળીઓ એની કુમકે આવી. પણ જયચંદ, તેના રાઠોડ યોદ્ધાઓ, અને જે બધા રજપૂતો તેના પક્ષમાં હતા તેમાંથી કોઈએ લડાઈમાં ઊતર્યા નહિ કે કોઈ પણ રીતે એને મદદ કરી નહિ. પૃથ્વીરાજ અને મુહમ્મદ વચ્ચે ભારે સંગ્રામ મચ્યો. લડતાં લડતાં વચમાં મુહમ્મદનું લશ્કર નાસી જતું હોય એવો તેણે ડોળ કર્યો, પણ તેણે પોતાના સિપાઈઓની હારમાં ભંગાણ થવા દીધું નહોતું.

રજપૂતો મુસલમાનોની પાછળ પડ્યા. મુહમ્મદને જ્યારે એમ માલમ પડ્યું કે શત્રુનું સૈન્ય વિખેરાઈ ગયું છે ત્યારે એકદમ પાછો ફર્યો અને તેણે તેમના પર જુસ્સાથી ધસારો કર્યો. પૃથ્વીરાય માર્યો ગયો. રજપૂતોની ટુકડીઓ ભાંગી ગઈ અને તેઓ હારી ગયા. તેમના બધા શૂરવીરો કપાઈ મુઆ.

૪. **ચંદ** કવિ કહે છે કે આ ખબર જ્યારે **દિલ્હી** પહોંચી ત્યારે **સંયુક્તા** પોતાના સ્વામી પાછળ બળી મુઈ અને બીજી રજપુતાણીઓ પણ એજ પ્રમાણે મરણ પામી. **અફગાન** લોકોએ **દિલ્હી** અને **અજમેર** જીતી લીધાં અને ત્યાંથી ઘણી લૂટ ભેગી કરી તેઓ સ્વદેશ પાછા ફર્યા.

૫. જયચંદે એ ખબર સાંભળી ત્યારે તે બહુ ખુશ થયો; પણ તેની ખુશી બહુ લાંબો વખત ટકી નહિ. બીજેજ વરસે **મુહમ્મદ ગોરી** પાછો પોતાના લશ્કર સાથે **હિંદુસ્તાન** પર ચઢી આવ્યો અને આ વખત તેણે **કનોજ** ઉપર હુમલો કર્યો. જયચંદ તેની સાથે લડાઈ કરવા નીકળી પડ્યો; પણ **દિલ્હી** ને **અજમેર**થી તેની મદદે ધાઈ આવનાર રજપૂતો રહ્યા નહોતા, અને જયચંદ એકલામાં **અફગાન** સૈન્ય સાથે બાથ ભીડવા જેટલું જોર નહોતું. પૃથ્વીરાજની પેઠે તે પણ હાર્યો ને માર્યો ગયો; **બનારસ** ને **કનોજ**ને જીતી લૂટી લેવામાં આવ્યાં અને હજારથી પણ વધારે મન્દિરોનો નાશ કરવામાં આવ્યો. તેમાંથી

અખૂટ દ્રવ્ય એકઠું કરી સોના ને રૂપાના ઢગલાથી ચાર હજાર ઊંટો લાદવામાં આવ્યાં અને તેમને અફ્ગાનિસ્તાન લઈ ગયા.

૯. આ પ્રમાણે રજપૂત રાજ્યોનો નાશ કરવામાં આવ્યો; અને આસરે ઇ. સ. ૧૨૦૦ની સાલથી એક પછી એક હિંદુસ્તાનનાં બધાં મોટાં રાજ્યો અફ્ગાન રાજાઓએ જીતી લીધાં અને તે પર રાજ્ય ચલાવવા માંડ્યું. રજપૂત રાજાઓએ સંપ જાળવી એક બીજાને મદદ કરી હોત તો તેઓનો તેમજ તેમનાં રાજ્યનો નાશ થાત નહિ.

---

## ૧૬. કુતબમિનારો શી રીતે બંધાયો.

૧. આપણે અગાઉ વાંચી ગયા કે મુહમ્મદ ગોરીએ દિલ્હીના ચોહાણ રાજા પૃથ્વીરાજને, કનોજના રાઠોડ રાજા જયચંદને, અને હિંદુસ્તાનના બીજા રજપૂત સરદારોને હરાવ્યા અને તેમનાં રાજધાનીનાં શહેરો જીતી લીધાં. પણ તે હિંદુસ્તાનમાં કાયમ રહ્યો નહિ. તે પોતાના સરદાર કુતબુદ્દીનને પંજાબમાં મૂકતો ગયો અને તે દેશ પર તેણે ઘણાં વરસ રાજ્ય કીધું.



કુતબુદ્દીન.

૨. મુહમ્મદ ગોરી મરણ પામ્યા પછી કુતબુદ્દ
તેની ગાદીએ બેઠો. તેને અને તેના તુર્કી સિપાઈઓને એ
માલમ પડ્યું કે હિંદુસ્તાન ઘણો સુંદર દેશ છે અને તેની હ
ગરમ છે. તેઓએ વિચાર કર્યો કે આપણા દેશની થંડી ટ
રીઓ કરતાં હિંદુસ્તાનનાં ફળદ્રૂપ મેદાનોમાં જિંદગી વધ
સુખમાં જશે. આ કારણથી તેઓ એ ફળદ્રૂપ મેદાનમાં ર
અને ત્યાં તેમણે પોતાનાં ઘર કર્યાં. તેમણે પોતાનાં કુટુંબ
માણસોને અને મિત્રોને આ હકીકત કહેવડાવી અને થે
વખતમાં તો અફગાન, તુર્કી, અને આરબ લોકોનાં ટોળેટ
ત્યાં આવી ચઢ્યાં. આ જાતના રાજાઓએ દિલ્હીમાં રા
ચલાવ્યું અને તેની આસપાસના બધા દેશોમાં પોતાનાં રા
સ્થાપ્યાં. ઘણા સરદારો સંખ્યાબંધ ટોળાં સાથે આવ્યા અ
જ્યાં જગા દીઠી ત્યાં વસ્યા. દરેક સરદાર પોતાના રહેઠાણ
પાસેનાં ગામો પર હકુમત ચલાવતો અને તે ગામોના હિંદુ
પાસેથી દર વરસ દાણો ને પૈસા ઉઘરાવતો.

૩. દિલ્હી પર ૨૯ પઠાણ રાજાઓએ રાજ્ય કર્યું તે
કુતબ પહેલો હતો. તેમનું રાજ્ય ઇ. સ. ૧૨૦૬થી ૧૫
સુધી લગભગ ૩૦૦ વરસ પહોંચ્યું. તેઓ પાંચ ટોળી કે વંશ
હતા, અને આરબ, તુર્ક, અને પઠાણ એમ જુદી જુદી જાત
હતા. કુતબ જાતે તરુણ અવસ્થામાં ગુલામ હતો, તેથી તે
તેની પછી તેના વંશના જે રાજાઓ ગાદીએ આવ્યા તે
ઘણી વાર દિલ્હીના ગુલામ રાજાઓ કહે છે. તેણે દિલ્હી 

૨૫૦ ફુટ ઊંચો એક મોટો મિનારો બંધાવ્યો અને પોતાના નામ ઉપરથી તેનું નામ કુતબમિનાર પાડ્યું. દુનિયામાં



કુતબમિનારો.

ઊંચામાં ઊંચા મિનારાઓમાં આ મિનારાની ગણના થાય છે

અને એને બંધાવ્યાને ૭૦૦ વર્ષ થયાં તોપણ એ હજી એમનો એમ છે.

૪. ઉત્તર હિંદુસ્તાનના રજપૂત સરદારો મુસલમાનો સાથે લડાઈ લડ્યા વિના શરણે થયા નહિ. બંને વચ્ચે ઘણાં ભારે યુદ્ધો થયાં, તેમાં હજારો માણસો કપાઈ ગયાં અને દેશનો ઘણો ભાગ ઉજડ થઈ ગયો. જેમની પાસે નાણું કે સોના-રૂપાના કે હીરાના દાગીના હતા, તે સહીસલામત રાખવા માટે ભોંયમાં ખાડો ખોદી તેમાં દાટી રાખતા હતા; કેમકે અફગાન લોકોને ખબર પડતી તો તેઓ તે લૂટી લેતા હતા.

૫. રાઠોડ અને બીજી કેટલીક રજપૂત ટોળીઓએ કનોજમાંનાં પોતાનાં જૂનાં રહેઠાણ છોડી દીધાં, અને ગંગા અને જમનાની વચ્ચેના ફળદ્રૂપ પ્રદેશોને છોડી દઈ પોતાનાં બૈરાં, છોકરાં, ઢોર, અને માલમતા સાથે સેંકડો ગાઉ દૂર છેક દક્ષિણમાં ગયા. ત્યાં તેઓ વિન્ધ્યાચળની ઉત્તરે, આરાવલી ટેકરીઓની પૂર્વ અને પશ્ચિમમાં વસ્યા. જ્યાં વસ્યા ત્યાં તમામ દેશમાં તેમણે કિલ્લાઓ બાંધ્યા. એ પ્રદેશ તે દહાડાથી રજપુ-તાના અથવા રજપૂત લોકોનું સંસ્થાન કહેવાય છે. આ રજ-પૂત રાજ્યોમાંનાં ઘણાં રાજ્યો કદી જીતી શકાયાં નહિ. હવે પછી આપણે જે પરાક્રમી મુગલ બાદશાહો વિષે વાંચીશું તેઓ પણ એ રજપૂત રાજ્યો તાબે કરી શક્યા નહિ. એ રજપૂત સંસ્થાનોમાં રજપૂત રાજાઓ પોતપોતાના મુલકો પર રાજ્ય

ચલાવતા હતા અને હાલ પણ તેઓ ઈંગ્લંડના રાજા અને હિંદુસ્તાનના શહનશાહ મહારાજાધિરાજ પાંચમા જ્યોર્જના અધિકાર નીચે પોતાનાં સંસ્થાનો ઉપર રાજ્ય ચલાવે છે.

---

## ૧૭. હિંદુસ્તાનની પહેલી બેગમ સુલતાન રઝિયાનો વૃતાન્ત.

૧. સુલતાન એવો ખિતાબ સાધારણ રીતે મુસલમાન રાજાને આપવામાં આવે છે. પણ આપણે જે પ્રસિદ્ધ રાણી વિષે વાત કરીએ છીએ તેને પણ સુલતાન કહેતા હતા. દિલ્હીના રાજ્ય પર પોતાને નામે જાતે રાજ્ય કરનારી તે એકલીજ રાણી હતી. તેના રાજ્યમાં જે સિક્કાઓ પાડ્યા છે તે પર તેનું પૂરેપૂરૂં નામ હજી પણ જોવામાં આવે છે. તે નામ આ પ્રમાણે છે—જગત્ અને ધર્મનો કીર્તિનો સ્તંભ, મોટા સુલતાન.



સુલતાન રઝિયા.

૨. દિલ્હીના ગુલામ બાદશાહ અલ્તમશની તે છોકરી હતી. અલ્તમશ એક મોટા તુર્ક સરદારનો છોકરો હતો. પણ તેના ભાઈઓ તેને ધિક્કારતા હતા, તેથી બાળક હતો ત્યારે

એક વખત તેઓ શિકારે ગયા હતા તે પ્રસંગે તેઓએ તેને પકડી કેટલાક ગુલામ વેચવાનો ધંધો કરનારા વેપારીઓ તેમને મળ્યા, તેઓને ગુલામ તરીકે વેચી દીધો. તે આગળ જતાં એવો બહાદુર અને હોશિયાર થયો કે એ વેપારીઓએ આખરે તેને પચાસ હજાર રૂપીએ કુતબુદ્દીનને વેચ્યો. કુતબે તેને દીકરાની પેઠે ઉછેર્યો. ધીમે ધીમે તેના ઉપર તેની મહેરબાની વધતી ગઈ. તેણે તેને પોતાની છોકરી સાથે પરણાવ્યો અને તેના મરણ પછી દિલ્હીના બાદશાહ તરીકે તે ગાદીએ આવ્યો.

૩. અલ્તમશને ઘણાં છોકરાં હતાં, તેમાં દીકરા હતા તેમજ દીકરીઓ પણ હતી; તે બધાંમાં રઝિયા પર તેની પ્રીતિ સર્વેથી વધારે હતી. સ્ત્રીઓ સાધારણ રીતે જેટલું જાણે છે અને પુરુષને સાધારણ રીતે જે બધું શિખવવામાં આવે છે, તે બધું અલ્તમશે રઝિયાને શિખવ્યું હતું. તેને એક રાજકુમાર તરીકે કેળવણી આપવામાં આવી હતી અને તેને રાજ્યકારભાર વિષે બધી બાબતની માહીતી હતી, તેમજ સારી રીતે લખી વાંચી પણ જાણતી હતી. તે પોતાના ભાઈઓમાંના ગમે તેની પેઠે હોશિયારીથી ઘોડા પર સવાર થઈ શકતી અને ધનુષ્ ને તરવારનો ઉપયોગ કરી શકતી.

૪. તે ઘણી ખૂબસૂરત હતી. તે જમાનાનો એક જૂનો ગ્રન્થકાર કહે છે કે તેની કાન્તિ એવી હતી કે તે જે પદાર્થ પાસે ઊભી રહેતી તેમાં તેની કાન્તિને લીધે તેના શરીરના ઓળા

પડતા હતા. તે ઘણી વિચારશીલ હતી, પુસ્તકો વાંચવાનો ને અભ્યાસ કરવાનો તેને પ્રેમ હતો, ને સર્વે તરફ દયાભાવ દર્શાવતી હતી. તેના પિતા તેમજ દરબારના તમામ લોકો તેને ચહાતા હતા.

૫. તે બાળક હતી ત્યારે અલ્તમશને મોટા લશ્કર સાથે દક્ષિણમાં રજપૂત લોકો સાથે લડવા માટે દિલ્હી છોડીને જવું પડ્યું. તે જાણતો હતો કે મારે ઘણો વખત બહાર રહેવાનું થશે અને બહાર રહેવું પડે તે દર્મિયાન કોઈને ગાદી પર બેસાડી રાજ્યકારભાર સોંપવાની જરૂર છે. પોતાને ઠેકાણે રાજ્યનું કામ કરવા માટે તેણે પોતાની દીકરી રઝિયાને પસંદ કરી; કારણ કે તે જાણતો હતો કે બીજા કોઈ પણ માણસ કરતાં એ કામ કરવા માટે તે વધારે લાયક છે.

૬. પણ ગમે તેવી હોશિયાર હોય તોપણ એક સ્ત્રી તેમના પર રાજ્ય ચલાવે એ તેના અમીરોને બહુ ગમતું નહોતું. આ કારણથી તેમણે અલ્તમશને કહ્યું કે તમે રઝિયાને બદલે તમારા એકાદ પુત્રને કારભાર સોંપો; પણ તેણે પોતાની દીકરીને ગાદી પર બેસાડી અને તે વખતે બધા અમીરોને એકઠા કરી તેમને કહ્યું, "મિત્રો, તમારે જાણવું જોઈએ કે રાજ્યકારભાર મારા છોકરાઓ ચલાવી શકે એમ નથી. તેમને બધાને મોજશોખ કરવી ગમે છે. મારી દીકરી રઝિયા સ્ત્રીજાત છે એ ખરી વાત છે, પણ તેની વિચાર કરવાની શક્તિ અને અન્તઃકરણ મરદના જેવાં છે અને વીસ પુત્રો કરતાં પણ તે ચઢિયાતી છે."

૭. **અલ્તમશ** સાત વરસ દિલ્હીની બહાર રહ્યો, અને એ બધો વખત **રઝિયાએ** બહુ સારી રીતે અને ડહાપણથી રાજ્ય કર્યું. તે ઈશ્વરની પ્રાર્થના કરતી કે તું મને ખરે રસ્તે દોરવજે, અને મારામાં ડહાપણ અને બળ મૂકજે. તેણે દેશ પર એવી સારી રીતે અમલ ચલાવ્યો. તે એવી તો ન્યાયી અને કાબેલ હતી, કે શાહજાદાઓ, તેના ભાઈઓએ પણ કબૂલ કર્યું કે અમારા ઉપર એને નીમી કારભાર સોંપવામાં અમારા પિતાએ ડહાપણ વાપર્યું છે. તેનો પિતા **અલ્તમશ** પાછો ફર્યો ત્યારે તેણે તેનું રાજ્ય તેને સોંપી દીધું અને એક પ્રેમાળ અને તાબેદાર શાહજાદી તરીકે કુટુંબમાં પોતાની ફરજ ફરી બજાવી.

૮. ત્યારપછી ચાર વરસ રહીને સિંધમાં મુલતાન તરફ પ્રવાસે નીકળવાની તૈયારી કરતો હતો તેવામાં **અલ્તમશ** મરણ પામ્યો અને તેની પ્રેમાળ પુત્રી લાંબો વખત તેના મરણને લીધે ભારે શોકમાં ગમગીન થઈ રહી. પોતાની પછી **રઝિયા** ગાદી પર આવે એમ **અલ્તમશે** ગોઠવણ કરી હતી; પણ તે મરણ પામ્યો કે તરતજ તેનો એક છોકરો ફિરોઝ ગાદી પર ચઢી બેઠો; પણ તેણે એવું ખરાબ રીતે રાજ્ય ચલાવ્યું કે છ મહીનામાં તો તેને ઉમરાવોએ ગાદી પરથી ઉઠાડી મૂક્યો. પછી તેમણે **રઝિયાને** વિનતિ કરી કે તમે ગાદી પર બેસો; કેમકે તેઓ જાણતા હતા કે તેના પિતાની ગેરહાજરીમાં તેણે બહુ સારી રીતે કારભાર ચલાવ્યો હતો.

૯. બે વરસ સુધી **રઝિયાએ** બહુ સારી રીતે અમલ

ચલાવ્યો. તે સુલતાનનો પોશાક પહેરતી અને દરરોજ ગાદી પર બેસી કામકાજ કરતી. તે બુરખો રાખતી નહોતી, પણ મરદનો પોશાક ને ટોપી પહેરતી અને અમીરોને મોખરે હાથી પર બેસી સવારીએ નીકળતી. બધી ફરિયાદ તે જાતે સાંભળતી અને દરેકનો ચુકાદો પોતેજ આપતી. રાજ્યને લગતી દરેક ફરજ પર તે ધ્યાન આપતી, દરેક આસામી પાસે કાયદા પળાવતી, અને એક શાણી અને કાબેલ રાણી તરીકે રાજ્ય ચલાવતી.

૧૦. એમ છતાં પણ તેના અમીરોએ તેની સામા બંડ ઉઠાવ્યું અને તેને ગાદી પરથી ઉઠાડી મૂકી તેને બદલે તેનો ભાઈ, જે એક નાલાયક શાહજાદો હતો, તેને ગાદી પર બેસાડ્યો. રઝિયા અને તેના ધણી આલ્તુનીઆએ અમીરો સાથે લડાઈ કરી, અને તેમાં તેઓ બંને બહાદુરીથી લડ્યાં, તોપણ બે મોટાં યુદ્ધમાં તેઓ હાર્યાં અને કેદ પકડાયાં.

૧૧. એ અજાયબ જેવી વાત છે કે રઝિયાએ કેવી ન્યાયી રીતે અને ખુબીથી રાજ્ય કર્યું હતું તેનો દરબારના મોટા અમીરોએ બરાબર વિચાર કર્યો નહિ. તે એક સ્ત્રી હતી અને એક હકદાર રાણી હતી તેથી ખરૂં જોઈએ તો તેમણે તેના પર દયા લાવવી જોઈતી હતી, પણ તેઓ એવા મગરૂર અને ઘાતકી હતા કે તેમણે તે બાપડી બેગમ તેમજ તેના ધણીને મારી નાખ્યાં. તેણે માત્ર ત્રણ વરસ ને ૭ મહીના સુધી રાજ્ય કર્યું.

---

## ૧૮. નાસિરૂદ્દીન પોતાના પોષણ માટે કેવી રીતે ઉદ્યોગ કરતો હતો.

૧. રઝિયાના બાપ **અલ્તમશનો** **નાસિરૂદ્દીન** પૌત્ર થતો હતો. તે જ્યારે બાળક હતો ત્યારે તેનો એક કાકો જે રઝિયા પહેલાં ગાદીએ આવ્યો હતો તેણે તેને પકડી કેદમાં પૂર્યો હતો. ત્યાં તેનો કાકો જે કંઈ બખ્શિશ તરીકે તેને મોકલતો હતો તે કંઈ તે લેતો નહોતો. ખાવાને માટે ખોરાક કે પહેરવાને માટે લુગડાં સુદ્ધાં તે લેતો નહોતો. તે કહેતો હતો કે ખોરાક, લુગડાં, કે જે બીજું કંઈ મારે જોઈતું હશે તે બધું મેળવવા માટે હું મહેનત કરી પૈસો મેળવીશ.

૨. તે સમયે, એટલે સાડી છસેં વરસ ઉપર, **હિંદુસ્તાનમાં** છાપેલી ચોપડીઓ નહોતી. દરેક ચોપડી હાથે લખવામાં આવતી. પુસ્તકો જવલ્લેજ મળતાં અને તેની કિંમત બહુ પડતી. અરબી અને ફારસી ભાષામાં લખેલા ગ્રંથોની નકલ કરીને **નાસિરૂદ્દીન** પોતાનું ગુજરાન ચલાવતો હતો.



નાસિરૂદ્દીન.

૩. તેના અક્ષર ઘણા સારા આવતા હતા, અને તેને બંદી-

ખાનામાં ગોંધેલો રાખ્યો હતો તે બધો વખત તે વાંચવામાં અને લખવામાં ગાળતો. તે ઘણો વિદ્વાન્ થયો અને તેના જમાનાના ઉત્તમ લહીઆઓ એટલે પુસ્તક લખનારાઓમાંનો તે એક હતો.

૪. આખરે તેનો ક્રૂર કાકો મરણ પામ્યો. નાસિરૂદ્દીન તેની પછીનો ગાદીનો વારસ હતો. આ કારણથી તેને જે ઘરમાં આટલાં બધાં વર્ષ કેદ કરવામાં આવ્યો હતો તેમાંથી રાજ્યના અમીરોએ બહાર કાઢ્યો અને ગાદી પર બેસાડ્યો. તેણે એકવીસ વરસ રાજ્ય ચલાવ્યું; પણ રાજા થયો ત્યારે પણ તે રાજ્યના પૈસા પોતાના ખાનગી કામ સારૂ વાપરતો નહોતો. તે એક ગરીબ માણસની પેઠે રહેતો હતો અને પોતાના ઉપયોગને માટે તેને જે પૈસા જોઈતા હતા તે પુસ્તકોની નકલ કરીને તે મેળવતો.

૫. તે ઘણો દયાળુ હતો. એક દિવસ એક ઊંચી પદવીનો વિદ્વાન્ ઉમરાવ તેને મળવા આવ્યો. પોતે કુરાનની જે એક નકલ કરી હતી તે તેને નાસિરૂદ્દીને બતાવી. તે ઉમરાવે બહુ કાળજીથી તે વાંચી જોઈ, તેમાંનો એક શબ્દ તેને બતાવ્યો, અને કહ્યું કે તમે આની જોડણીમાં ભૂલ કરી છે. નાસિરૂદ્દીને તે શબ્દ તપાસ્યો, અને તે ઉમરાવનો હસીને ઉપકાર માન્યો અને એ ઉપકારથી તેને એમ સૂચવ્યું કે હું કંઈ તમારા પર ગુસ્સે થયો નથી. પછી જાણે તે તે શબ્દ

ફરીથી લખવાનો હોય એમ તેણે તેની આસપાસ પેન્સિલ વતી કુંડાળું કર્યું.

૬. તે ઉમરાવ ગયા પછી તેણે તે પેન્સિલની નિશાની ભૂસી નાખી. કોઈકે તેને આમ કરવાનું કારણ પૂછ્યું. તેણે જવાબ દીધો કે "એ શબ્દની જોડણી મેં બરાબર લખી છે, પણ તું ખોટો છે એમ કહી મારા મિત્રને શરમ લગાડવાનો કે તેની લાગણી દુખાવવાનો મારો ઇરાદો નહોતો."

૭. તે જમાનાના લગભગ બધા રાજાઓને ઘણી રાણીઓ હતી; પણ **નાસિરૂદ્દીન**ને તો એકજ હતી અને તેનું નામ **સલીમા** હતું. તે એની પિતરાઈ થતી હતી અને એની પેઠે તેને પણ ઘણાં વરસ ગોંધી રાખવામાં આવી હતી. **નાસિરૂદ્દીન** પોતાના ઘરમાં એક પણ નોકર રાખતો નહોતો, તેથી એની સ્ત્રીને રસોઈ તેમજ ઘરનું બીજું બધું કામ પોતાને હાથે કરવું પડતું.

૮. એક દિવસ જ્યારે તે રોટલી સેકતી હતી ત્યારે તેનાં આંગળાં દાઝ્યાં, તેથી મદદને સારૂ એકાદ ચાકરડી રાખવાને તેણે પોતાના ધણીને વિનતિ કરી. પણ તેણે તેમ કરવાની સાફ ના પાડી. તે બોલ્યો, "હું રાજા છું તોપણ એક ગરીબ માણસ છું. રાજ્યના દ્રવ્યને હું સ્પર્શ પણ કરવાનો નથી. તે બધા દ્રવ્યનો ઉપયોગ મારી પ્રજાના કલ્યાણના કામમાંજ થવો જોઈએ. એક ગરીબ માણસની સ્ત્રીને દાસી ન જોઈએ. હું

મહેનત કરૂં છું, તેમ તું પણ સખ્ત મહેનત કર, અને તેમ કરવાથી, તારા મરણ પછી ઈશ્વર તને તેનો બદલો આપશે."

---

## ૧૯. આર્ગલની બહાદુર રાણી કેવી રીતે ગંગામાં નાહી તે વિષે.

૧. સાડીછસેં વરસ ઉપર જ્યારે **નાસિરૂદ્દીન હિંદુસ્તાનનો** બાદશાહ હતો ત્યારે **અલાહાબાદની** પાસેના એક નાના રજપૂત સંસ્થાનના રજપૂત રાજાએ તેને ખંડણી આપવાની ના કહી. તેનું નામ **ગૌતમ** હતું. તે ઉપરથી **અયોધ્યાના** સુબાને બાદશાહે હુકમ કર્યો કે **ગૌતમના** પર ચઢાઈ કરી તેની પાસે ખંડણી લાવો. પણ રજપૂત રાજાએ **અયોધ્યાના** સુબાને હરાવ્યો, તેનાં દશ હજાર માણસોનો સંહાર કર્યો, અને તેને તેના નાના રાજ્યમાંથી હાંકી કાઢ્યો.

૨. તે ઘરડો રજપૂત રાજા એ વિજયની ઘણી મગરૂરી ધરાવતો હતો; કારણ કે તે ઊંચ કુળનો હતો અને અસલના વખતમાં તેના વડવાઓ બીજા રાજાઓ સાથે લડ્યા હતા અને તેમાં તેમની કદી હાર થઈ નહોતી. આનંદમાં તેણે એક મોટી ઉજાણી કરી અને ઊંચ અને નીચ, ગરીબ અને તવંગર, સર્વે લોકોને એ ઉજાણીમાં ભાગ લેવા બોલાવવામાં આવ્યા. એ ઉત્સવ ઘણા દહાડા ચાલ્યો. પરોણાઓની બરાબર બરદાસ

થાય છે કે નહિ તેની રાણીએ સંભાળ રાખી હતી અને તે જાતે સર્વ તરફ માયાળુ હતી.

૩. ઉત્સવ બરાબર પૂરો થયો તે પહેલાં અમાસની રાત આવી અને એ રાતે રાણી અને તેની દાસીઓ રિવાજ પ્રમાણે હમેશ ગંગા નદીમાં સ્નાન કરતાં હતાં. રાણી ઘણી ધર્મિષ્ઠ હતી અને અસલના વખતની ધર્મક્રિયા પાળવામાં કદી ચૂકતી નહોતી. પણ ગંગાના કિનારા આર્ગલના રાજ્યની બહાર નજીકમાં હતા અને તે આ વખત અયોધ્યાના સુબાના હાથ નીચે તુર્કી લશ્કરના કબજામાં હતા. હવે આ ભલી રાણીએ શું કરવું ? રાજા સાહેબની રજા માગવાની તેની મરજી નહોતી; કેમકે તેને એવી ધાસ્તી હતી કે એ તો એમ કહેશે કે આ અમાસે સ્નાન કરવાનું માંડી વાળો અને આવતા મહીનાની અમાસે સ્નાન કરજો, અને રાજાજીએ એક વાર નહાવા જવાની ના કહી તો સાધ્વી સ્ત્રી તરીકે મારો ધર્મ છે કે મારે તે હુકમ પાળવોજ જોઈએ.

૪. આ ઉપરથી તેણે એવો નિશ્ચય કર્યો કે મારે મારી સાહેલીઓ સાથે સ્નાન કરવા જવું, સાથે કોઈ પણ ચોકીદાર માણસો રાખવાં નહિ, અને રક્ષણને માટે ઈશ્વર પરજ આધાર રાખવો. તેથી તારા ઊગ્યા અને રાજા અને પરોણાઓ વાળુ કરવા બેઠા કે તરતજ તે અને તેની સાહેલીઓ એક પછી એક છાનીમાની મહેલમાંથી સટકી ગઈ. બહાર વાડામાં તે બધાં

એકઠાં થયાં, અને શહેરના મહોલ્લાઓમાંથી ઉતાવળે પગે ને શાન્ત રીતે નીકળી પડી જંગલની વાટે પડ્યાં. તેઓ આખી રાત જેમ બને તેમ જલદી ચાલ્યાં અને પ્રાતઃકાળમાં પરોઢ ફાટતા પહેલાં ગંગા નદીને કિનારે બક્સરના ઘાટ પર પહોંચી ગયાં.

૫. તે ઘાટ પર સ્નાન કરવા માટે પુરુષો અને સ્ત્રીઓ મોટી સંખ્યામાં ભેગાં થયાં હતાં. કેટલાંક નહાવાને ઘાટનાં પગથીઆં ઊતરતાં હતાં અને કેટલાંક નહાઈને પગથીઆં ચઢી પાછાં ફરતાં હતાં. કેટલાંક માળા ફેરવતાં હતાં અને કેટલાંક બેઠાં બેઠાં સ્તુતિના શ્લોકો ભણતાં હતાં. વળી બીજાં કેટલાંક નદીમાં ઊભાં ઊભાં પવિત્ર ગંગામાતાની પૂજા કરતાં હતાં અને કેટલાંક સ્તોત્ર ભણી સૂર્યદેવનું ધ્યાન ધરતાં હતાં.

૬. એવામાં ત્યાં રાણી અને તેની દાસીઓ આવી પહોંચ્યાં. તેઓએ નદીમાં ઊતરી સ્નાન કર્યું. આંખ મીચી કાનની અંદર આંગળી રાખી તેઓએ ગંગાનાં પાણીમાં ડૂબકી મારી કે પાણી શરીરના બધા ભાગ પર ફરી વળે અને બધાં પાપ ધોવાઈ જાય.

૭. હવે જ્યારે રાણી નહાતી હતી ત્યારે ઘણા લોકો તેને ધ્યાન દઈ જોતા હતા; અને તેમાંના કેટલાક તેને જોઈ, અયોધ્યાના સુબા પાસે ગયા. સુબાની છાવણી તે વખત કિનારા પર પાસેજ હતી. ત્યાં જઈ તેમણે કહ્યું કે આજે ગંગાના ઘાટ પર એક ઊંચી પદવીની સ્ત્રી નહાવા આવી છે, પણ તે

કોણ છે તે અમે કહી શકતા નથી. સુબાએ તે કોણ છે તેની શોધ કરવા પોતાની દીકરીઓને મોકલી. તેમણે આવી રાણી સાથે વાતચીત કરી અને તરતજ પાછા ફરી સુબાને ખબર આપી કે એ તો અમાસનું સ્નાન કરવા આર્ગલની રાણી ઘાટ પર આવી છે.

૮. રાણીને પકડવાનો આવો સારો લાગ આવ્યો જાણી સુબો ઘણો રાજી થયો અને થોડાંક માણસો સાથે લઈ તેને કેદ કરવા ધસ્યો. એ દર્મિયાનમાં રાણી અને તેની દાસીઓ સ્નાનથી પરવારી ઘેર જવા રસ્તે પડ્યાં હતાં. તરતજ તેમની આસપાસ શત્રુનાં ટોળાં ફરી વળ્યાં, પણ તે સ્ત્રી ખરી રજપુ-તાણી હતી તેથી લગારે બીધી નહિ. દાસીની વચ્ચે તે નિશ્ચિન્ત ઊભી રહી અને સહેજ પણ ગભરાયા વિના તે સુબાની સામા તેણે ટગર ટગર જોયા કર્યું. તેણે બહાદુરીથી કહ્યું, "સ્ત્રીઓ પર હુમલો કરનાર હીચકારા, બાયલા પુરુષને ધિક્કાર છે. આર્ગ-લના બહાદુર રાજાથી તો તારે નાસી જવું પડ્યું હતું. તારે તેમજ તારાં માણસોને મરદોથી હઠી જવું પડ્યું હતું અને હવે તમે બૈરાં સાથે લડાઈ કરવા આવ્યા છો! શરમ છે. ખરેખર, તમે નીચ અને બાયલા છો અને મરદના નામને યોગ્ય નથી."

૯. આ તેના શબ્દો સુબાને હઈએ બાણ જેવા વાગ્યા અને ક્રોધથી લાલચોળ થઈ તેણે પોતાનાં માણસોને બૂમ પાડી હુકમ કર્યો કે "જુઓ છો શું, એકદમ રાણીને પકડી લો."

પણ તે તેવાજ જુસ્સાથી બોલી ઊઠી, "મારો બહાદુર સ્વામી ખરા રજપૂતની પેઠે કોઈ દિવસ શત્રુને શરણ થયો નથી અને હું પણ રજપુતાણી છું, કદી તાબે થવાની નથી. પોતાની રજપૂત માતા અને બેનોને ચહાતો હોય એવો કોઈ રજપૂત વીર અહિં નથી? એક રજપૂત રાજાની રાણી માટે લડવા ઊભો થનાર કોઈ રજપૂત આ સ્થળે નથી? જો કોઈ પણ રજપૂત અહિં હોય તો હું તેના બળ પર ઊભી રહું છું અને ઈશ્વરની ખાતર આ સંકટને સમયે મારી વારે ધાવા બોલાવું છું."

૧૦. આ શબ્દો તેના મોંમાંથી નીકળ્યા કે તરતજ ઊભાઈ **ચાંદ** અને **નિરભાઈ ચાંદ** નામના બે રજપૂતો લોકોનાં ટોળાંમાં પાસે ઊભા ઊભા આ બનાવો જોતા હતા, તેઓ પોતાનાં માણસો સાથે રાણીના શત્રુઓ પર ધસી પડ્યા. તેઓ રાણી અને તેની દાસીઓની આસપાસ ફરી વળ્યા, તેમને પોતાની વચમાં રાખી તરવાર મ્યાનમાંથી કાઢી, અને તે સુબાના સિપાઈઓને કાપી નાંખી આગળ ચાલવા માંડ્યું.

૧૧ એ દર્મિયાનમાં તેમાંનો એક માણસ ઘોડેસવાર થઈ આગળ ચાલ્યો અને ઘોડો દોડાવી **આર્ગલના** રાજાની મદદ માગવા ગયો. પેલા રજપૂતો રસ્તો કાપતા ચાલ્યા અને પાછળ પડેલા શત્રુઓ સાથે લડતા ગયા, અને ઘણા ગાઉ સુધી લડાઈ ચાલી, તેમાં તેમનામાંનાં ઘણાં માણસો માર્યા ગયાં અને ઘણાં ઘાયલ થયાં. આમ થતાં થતાં છેવટે માત્ર ઊભાઈ **ચાંદ** અને



આર્ગલની બહાદુર રાણી.

તેના બે ત્રણ વીર પુરુષોજ જીવતા રહ્યા. આ પ્રમાણે નિરાશ થવાનો વખત આવ્યો હતો એટલામાં એક મોટી બૂમ સંભળાઈ અને ચૂંટી કાઢેલા શૂરવીર સાથે બચાવ માટે પૂર વેગે દોડતો આવતો ગૌતમ રાજા નજરે પડ્યો. એમને જોયા કે તરતજ અયોધ્યાના સિપાઈઓ પાછા ફર્યા અને નાસી ગયા, અને આ પ્રમાણે રાણી સહીસલામત ઘેર પહોંચી ગઈ.

૧૨ નાસિરૂદ્દીન બાદશાહે અયોધ્યાના સુબાનો તિરસ્કાર કર્યો અને તેના મિત્રોએ તેમજ શત્રુઓએ તેણે સ્ત્રી પર હાથ ઉપાડવાનું નીચ કામ કર્યું તે માટે તેને ઘણો નિંદ્યો અને તેનો ફિટકાર કર્યો. તેનાં કુટુંબનાં માણસો પણ તેને લીધે શરમાવા લાગ્યાં.

---

## ૨૦. અલાઉદ્દીને રજપૂત કુમારિકા જોડે કેવી રીતે લગ્ન કર્યું.

૧. ગુલામ વંશના રાજા પછી ખિલજી વંશના રાજા ગાદીએ આવ્યા. એ તુર્ક જાતના હતા. એ વંશનો પહેલો રાજા ગાદીએ આવ્યો ત્યારે ઘરડો, સિત્તેર વરસનો હતો. તેને પુત્ર નહોતો, તેથી તેણે પોતાના ભત્રીજા અલાઉદ્દીનને પુત્રની પેઠે પાળ્યો અને તેના પર ઘણું વહાલ બતાવ્યું; પણ અલાઉદ્દીન ઘણો ઘાતકી માણસ હતો અને તેની મરજી તેના મરણ પહેલાં

રાજા થવાની હતી. તે દયાળુ, ઘરડા કાકાના મરણ સુધી વાટ જોવાની તેની મરજી નહોતી; પણ એક દિવસ તે વૃદ્ધ કાકો તેને પ્રેમથી બચ્ચી કરતો હતો એટલામાં તેણે કેટલાંક માણસોને શું કરવું તે અગાઉથી શિખવી રાખ્યું હતું તેમને તેણે ઇસારત કરી બોલાવ્યાં. આ ઉપરથી તેઓ એકદમ ત્યાં ધસી આવ્યાં અને બાદશાહને પકડી તેની છાતીમાં તેમણે એકદમ ખંજર ભોકી દીધું. આમ તેને મારી નાખી ભત્રીજો તેની ગાદીએ બેઠો.

૨. દિલ્હી પર તુર્કી બાદશાહોએ રાજ્ય કર્યું તેઓમાં અલાઉદ્દીન સહુથી વધારે જબરો ને પ્રખ્યાત હતો. અત્યારસુધી ગિઝનીના મુસલમાન રાજાઓએ તેમજ ગોર અને ગુલામ વંશના રાજાઓએ વિન્ધ્યાચળની ઉત્તરના મુલક પરજ રાજ્ય ચલાવ્યું હતું. એક પછી એક તેમણે હિંદુસ્તાનનાં ઘણાંખરાં રજપૂત રાજ્યો જીતી લીધાં હતાં.


અલાઉદ્દીન ખિલજી.

૩. પણ અલાઉદ્દીન અને તેનો સરદાર કાફૂર દક્ષિણ તરફ છેક મહારાષ્ટ્ર સુધી ફરી વળ્યા. ત્યાં જે રાજાઓ રાજ્ય કરતા હતા તેમાંના ઘણાઓને

તેમણે હરાવ્યા અને સેંકડો વરસથી રાજાઓના મહેલોમાં અને દક્ષિણનાં મંદિરોમાં સોનારૂપાના, મોતીના, ને જવાહીરના જે ઢગલાઓ સીંચી મૂક્યા હતા તે ત્યાંથી લૂટી લઈ દિલ્હી લઈ ગયા.

૪. અલાઉદ્દીનને ઘણી રાણીઓ હતી. તે ગાદીએ બેઠો કે તરતજ તેણે મોટી ફોજ લઈ ગુજરાત પર ચઢાઈ કરી. ત્યાં તે વેળા કરણ નામનો રજપૂત રાજા રાજ્ય કરતો હતો. તે પોતાના રાજ્ય માટે બહાદુરીથી લડ્યો, પણ તે બધું વ્યર્થ ગયું. તેને છેવટે પોતાની રાણી કમળાદેવી અને રાજકુંવરી દેવળદેવીને લઈને નાસી જવાની જરૂર પડી; પણ તુર્કી ઘોડેસવારો કરણ રાજાની પાછળ પડ્યા, તેની રાણી કમળાદેવી જંગલમાં ભૂલી પડી, અને છેવટે દુશ્મનના હાથમાં પકડાઈ.

૫. તુર્કી સિપાઈઓ કમળાદેવીને અલાઉદ્દીનની પાસે લઈ ગયા અને તેણે તેને પોતાની સાથે પરણવાની જરૂર પાડી. તેનાથી પોતાના પહેલા સ્વામી કરણ રાજા પાસે જઈ શકાયું નહિ, તેથી તેણે પોતાની પૂર્વની જિંદગી ભૂલી જવાનો અને હાલની સ્થિતિનો, એટલે બાદશાહની મુખ્ય બેગમ થઈ હતી, તેનોજ વિચાર કરવાનો પ્રયત્ન કર્યો.

૬. એક દિવસ તેણે બાદશાહને કહ્યું કે મારી મરજી કુંવરી દેવળદેવીને મળવાની થઈ છે. બાદશાહે સોગન ખાઈ તેની ખાતરી કરી આપી કે હું તારી મરજી પૂરી પાડીશ. તેજ

દિવસે તેણે પોતાના સરદાર કાફૂરને એક લશ્કર આપી મોકલ્યો અને તેને હુકમ કર્યો કે રાજકુંવરી દેવળદેવીને કબજે કર્યા વિના તમારે પાછા ફરવું નહિ.

૭. આ વખતે દેવળદેવીની ઉંમર પંદર વરસની થઈ હતી અને તે કુંવરી ઘણી સ્વરૂપવતી હતી. એક દિવસ એક વૃદ્ધ સ્ત્રીએ તેના હાથની રેખા જોઈને કહ્યું, "સુકુમારી, સુંદરી, તારા હાથની રેખા પરથી હું એવું જોઈ શકું છું કે તારી જિંદગીની દોરીમાં દૂરના દેશમાંથી સૂતર વણાશે." આનો શો અર્થ હશે તે તેનાથી કળી શકાયો નહિ અને કોઈથી પણ તેને સમજાવી શકાયો નહિ.

૮. આ બનાવ બન્યા પછી થોડો વખત રહીને કાફૂર ફોજ લઈ દેવળદેવીને પકડી જવા દક્ષિણમાં આવ્યો. તેણે કરણ રાજાને સંદેશો મોકલ્યો કે તારી છોકરી દેવળદેવીને મળવાની મરજી તેની મા, બાદશાહની બેગમને થઈ છે અને તું તેને સ્વાધીન નહિ કરે તો જે નાના મુલક પર હાલ તું રાજ્ય કરે છે તે મુલક દિલ્હીનો બાદશાહ તારી પાસેથી લઈ લેશે; પણ કરણ રાજાએ જવાબ કહાવ્યો કે તું મારી સાથે લડાઈ લડી મને મારી નાખીશ ત્યાંસુધી હું મારી છોકરી આપનાર નથી, અને તેમાં વળી જે માણસ મારી રાણીને મારી પાસેથી છીનવી લઈ ગયો તેના હાથમાં તો કેમે કર્યો હું મારી પુત્રી જવા દેનાર

નથી. તેણે કહ્યું, "તારે દેવળદેવી જોઈતીજ હોય તો પ્રથમ મને માર અને પછી એને લઈ જા."

૯. આ બનાવ બનતા પહેલાં દેવગિરિના મરાઠા રાજા **રામદેવે** પોતાના પુત્ર **સાંકળદેવને** માટે કરણ રાજા પાસે તેની કુંવરી દેવળદેવી પરણાવવાનું માગું કર્યું. પહેલાં તો રજપૂત રાજાએ તે કબૂલ કર્યું નહિ, કેમકે દેવગિરિનો રાજા પોતાના કરતાં હલકા કુળનો હતો; પણ જ્યારે તેને એમ લાગ્યું કે દિલ્હીનો બાદશાહ મારી પાસેથી કુંવરીને જોરજુલમથી લઈ જશે, ત્યારે તેણે **રામદેવની** માગણી કબૂલ કરી. "દૂર દેશના સૂતર વિષે" મને તે વૃદ્ધ સ્ત્રીએ જે કહ્યું હતું તે આ તો નહિ હોય એમ દેવળદેવીના મનમાં આશ્ચર્યપૂર્વક વિચાર આવ્યો.

૧૦. પણ દેવળદેવીનું **સાંકળદેવ** સાથે આ પ્રમાણે લગ્ન થતા પહેલાં તો પઠાણ લશ્કર કરણ રાજા પર ચઢી આવ્યું અને તેને બીજી વાર જીવ લઈને નાસવું પડ્યું. તેણે દેવળદેવીને બીજે રસ્તે દેવગિરિ મોકલી દીધી. પણ તે તમામ રસ્તે **અફ્ગાન** ઘોડેસવારો ફરતા હતા, તેથી તેને ને તેની ધાવને ઇલોરાની પ્રસિદ્ધ ગુફામાં સંતાઈ જવું પડ્યું. અહિં તે એક માસ સુધી રહી.

૧૧. **અલાઉદ્દીનના** અમલદારોએ તેની શોધ કરવા બહુ બહુ પ્રયત્ન કર્યા, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. આખરે તેઓ શોધ કરવી પડતી મૂકી દિલ્હી પાછા ફરતા હતા, એટ-

લામાં તેઓ માર્ગમાં આવેલી ઇલોરાની ગુફા જોવા નીકળ્યા. જે કુંવરીને તેઓ શોધતા હતા તે અહિં તેમને એકાએક મળી આવી. તેઓ તેને દિલ્હી લઈ ગયા ને તેની માને હવાલે કરી. થોડા વખતમાં અલાઉદ્દીનના શાહજાદા ખિઝરની નજર તેના પર પડી અને તેના ઉપર તેનો પ્રેમ બંધાયો. તેનો પણ પ્યાર તે શાહજાદા પર થયો અને બંનેનાં લગ્ન થયાં. આ પ્રમાણે તેની જિંદગીની દોરીમાં દૂર દેશનું સૂતર વણાયું. આ વાત ખુશરૂ નામના પ્રખ્યાત ફારસી કવિએ એક જાણીતા કાવ્યમાં વર્ણવી છે.

---

## ૨૧. પરમાર રજપૂતો તિત્તિર પક્ષી માટે કેવી રીતે લડ્યા.

૧. આસરે છસેં વરસ ઉપર દિલ્હીના ખિલજી બાદશાહ અલાઉદ્દીનના સમયમાં મુસલમાન લોકોએ ગુજરાત પર ચઢાઈ કરી. તેમણે રાજધાનીનું શહેર અણહિલવાડ તેમજ ખંભાત, ભરૂચ, ને સુરત બંદરો જીતી લીધાં; પણ દેશના જુદા જુદા ભાગોમાં ઘણા રજપૂત સરદારો રાજ્ય કરતા હતા, અને થોડા વખત પછી અમદાવાદના સુલતાનને તેઓ ખંડણી ભરતા હતા, તોપણ તેઓ કદી વશ થયા નહોતા.

૨. રજપૂતોની મુખ્ય જાતો વાઘેલા, પરમાર, રાઠોડ, અને ઝાલા હતી; અને આ સમયે ગુજરાત ઉપર જે રજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા તેમને વિષે ઘણી વાર્તાઓ કહેવામાં આવે છે.

૩. **પરમાર** રજપૂતોના વતન **સિંધ** દેશમાં ભારે દુકાળ પડ્યો હતો, તેથી **શોડા** જાતના ૨,૦૦૦ **પરમાર** રજપૂતો પોતાના સરદાર **મુજુના** હાથ નીચે ગુજરાતમાં આવીને વસ્યા. **ચાવડા** વંશનો એક બીજો રજપૂત શિકારે નીકળ્યો હતો. તેણે એક તિત્તિર પક્ષીને ઘાયલ કર્યું હતું. તે પક્ષીએ **શોડા** જાતના રજપૂતના ઝુંપડામાં આશ્રય લીધો અને **ચાવડા** સરદારે એ પક્ષી મને આપી દો એવી માગણી **શોડાને** કરી. **પરમાર મુજુએ** કહ્યું, "ના, અમારે શરણે આવે તેને આપી દેવું એ રજપૂતોની કીર્તિના નિયમોથી વિરુદ્ધ છે. તિત્તિર પક્ષી અમારો પરોણો થયું છે અને અમે એને આપી દેવાના નથી." આ ઉપરથી બીજે દહાડે **ચાવડા** સરદાર પોતાની ટોળીનું લશ્કર લઈ લડવાને આવ્યો. **પરમાર** લોકો તેમની સાથે લડવાને તૈયાર થયા. તેમણે **ચાવડાઓને** નસાડી મૂક્યા. એ યુદ્ધમાં ૫૦૦ **ચાવડા** તેમના સરદાર સાથે મરણ પામ્યા તેમજ ૧૨૦ **પરમારોનો** પણ ઘાણ નીકળી ગયો, અને એ બધી ખરાબી એક તિત્તિર પક્ષી માટે થઈ. જે કવિએ આ વાર્તા ગાઈ છે તે કહે છે કે ધ્રુવનો તારો ચલિત થાય, મેરુ પર્વત પડી જાય, ગિરનારનો મોટો કિલ્લો ડોલાયમાન થઈ નાશ પામે, તોપણ **પરમાર** રજપૂતો યુદ્ધમાં ઊતરવાની ના નહિ કહે કે શત્રુને પોતાની પીઠ નહિ બતાવે.

---

## ૨૨. અમદાવાદ વસાવનાર અહમદશાહ.

૧. ગુજરાતના વાઘેલા રજપૂત રાજાઓમાં છેલ્લો કરણ રાજા હતો. એની સ્ત્રી કમળાદેવીનું અલાઉદ્દીન ખિલજી હરણ કરી ગયો હતો. એના વખતમાં મુસલમાન લોકોએ અણહિલવાડ પાટણ જીતી લીધું, અને પછીનાં સો વરસ સુધી, એટલે ઇ૦ સ૦ ૧૩૦૭થી ઇ૦ સ૦ ૧૪૦૭ સુધી ગુજરાત ઉપર દિલ્હીના બાદશાહે નીમેલા સુબાઓએ રાજ્ય કર્યું. મુગલ બાદશાહોના સમય પહેલાં, જ્યારે ખિલજી ને તઘલક વંશના બાદશાહો રાજ્ય કરતા હતા ત્યારે ગુજરાત પર એ સુબાઓ અમલ ચલાવતા હતા.

૨. એ સમયને અન્તે મુસલમાન થઈ ગયલો એક રજપૂત સરદાર ગુજરાત પ્રાંતનો સુબો થયો હતો. તે સ્વતંત્ર થયો હતો; કેમકે તિમુરલંગની ચઢાઈ પછી દિલ્હીનું રાજ્ય અસ્તવ્યસ્ત થઈ રહ્યું હતું. તે સુબાએ મુઝફ્ફરશાહ નામ ધારણ કર્યું અને તે ગુજરાતનો પહેલો મુસલમાન બાદશાહ હતો. તેના પૌત્ર અહમદે તેનું ખૂન કર્યું અને અહમદશાહ નામ ધારણ કરી પોતે ગાદી પર બેઠો.

૩. સાબરમતી નદીને કિનારે ગુજરાતમાં એક નવું રાજધાનીનું શહેર બાંધવાનો અહમદશાહે નિશ્ચય કર્યો. તેણે પોતાના નામ પરથી એ રાજધાનીનું નામ અમદાવાદ પાડ્યું અને તેમાં એક મજબૂત કિલ્લો, રોનકદાર મસ્જિદ, અને મહેલ

બાંધ્યાં. મસ્જિદનું નામ તેણે જુમા મસ્જિદ આપ્યું. એ મસ્જિદ હિંદુસ્તાનમાં મોટામાં મોટી મસ્જિદોમાંની એક છે. ઘણા વેપારીઓ, વણકરો, અને કુશલ કારીગરો એ શહેરમાં વસ્યા અને એ એક ધનાઢ્ય અને વસ્તીવાળું શહેર બન્યું અને હજી પણ તેવુંજ છે. ઇ૦ સ૦ ૧૪૧૨ માં, એટલે ૫૦૦ વરસ ઉપર અમદાવાદ વસાવવામાં આવ્યું હતું.

૪. અહમદશાહ બળવાન્ સુલતાન હતો. તેણે માળવાના રાજા સુલતાન હુશંગને, ઇડરના રજપૂત રાજાને, ગિરનાર કે જુનાગઢના કિલ્લાવાળા સોરઠના રાણાને, અને ગુજરાતના બીજા ઘણા રજપૂત રાજાઓને હરાવ્યા. કેટલાક ખંડણી ભરતા થયા, કેટલાક મુસલમાન થઈ ગયા, અને કેટલાકે ડુંગરો ને જંગલોમાં આશ્રય લીધો અને ઘણે વરસે પોતાને વતન પાછા ફર્યા.

૫. મુસલમાન લોકોએ ગુજરાત જીત્યું, તે પહેલાં અણહિલવાડમાં વાઘેલા વંશના રાજાઓ રાજ્ય કરતા હતા, તેઓમાં વરહોજી અને જેતોજી નામના બે ભાઈઓ હતા. તેમણે થર દેશમાં એક કિલ્લામાં આશ્રય લીધો હતો અને ત્યાંથી અહમદશાહનો દેશ લૂટવાને નીકળી આવતા હતા. ૧૫૦ સવારો તેમની ટોળીમાં હતા અને તેઓ બહારવટીઆ તરીકે જાણીતા થયા હતા. એક દિવસ રાતે તેમનો મુકામ એક ગામના તળાવ પાસે હતો. બીજે દિવસે પ્રાતઃકાળે ઊખો નામનો એક રજ-

પૂત ખેડુત પોતાના ખેતર માટે ગાડું ભરીને ખાતર લઈ જતો હતો. ગાડાના હાંકનાર નોકરે આ બહારવટીઆઓને જોયા અને ખેડુતને કહ્યું, "સાહેબ, મને પેલા બહારવટીઆઓ માલમ પડે છે, માટે આપણે જલદી ગાડું હાંકી પસાર થઈ જવું જોઈએ." ઊખો બોલ્યો, "બીશ મા, તેમની ટોળીમાં મારા જેવો એક પણ રજપૂત નથી, નહિ તો તેમણે પોતાનો દેશ ત્રણ દિવસમાં પાછો મેળવ્યો હોત."

૬. આ ઉપરથી બહારવટીઆમાંના આગેવાનો બહાર નીકળી આવ્યા અને તેને પૂછ્યું કે "તમે કહો છો તે પ્રમાણે કરી શકશો ખરા?" તેણે જવાબ દીધો, "હા, મારા સાહેબ, હું તમને તમારો દેશ ત્રણ દિવસમાં મેળવી આપીશ." પછી બહારવટીઆના સરદારોએ તેને ૧,૦૦૦ રૂપીઆનો તેજદાર ઘોડો, ઉત્તમ પોશાક, ને બક્તર આપ્યાં, તેને પોતાની જોડે અમદાવાદ લઈ ગયા, અને તે શહેરની પાસે ઝાડોમાં સંતાઈ રહ્યા.

૭. દર શુક્રવારે અહમદશાહની બેગમ દાસીઓને લઈને એક સાધુની કબરે નિમાઝ પઢવા જતી હતી. રક્ષકોને દૂર રાખીને તેઓ એકલાં રોજામાં ગયાં. ઊખાએ સરદારોને કહ્યું, "તમે બેગમને પકડશો નહિ તો તમને તમારાં ગામ પાછાં મળવાનાં નથી." આ ઉપરથી રજપૂત સવારોએ શાન્ત રીતે ઘોડા દોડાવી મૂક્યાં અને બેગમ અને તેની દાસીઓની ગાડીઓને ઘેરી લીધી. ગાડીની અંદરથી બેગમ બોલી ઊઠી,

"તમે કોણ છો ને તમારે શું જોઈએ છે?" તેમણે જવાબ દીધો, "અમે વરહો અને જેતો નામના રજપૂત સરદારો છીએ; અને અમે અમારા વડવાથી મળેલાં ગામો પાછાં માગીએ છીએ. અમે તમારૂં હરણ કરવા ધારીએ છીએ."

૮. પછી બેગમે કુરાનને નામે ગંભીર રીતે પ્રતિજ્ઞા લઈને તેમને કહ્યું, "તમે મને છોડશો તો હું તમને તમારાં ગામ પાછાં અપાવીશ." આ ઉપરથી તેમણે બેગમને જવા દીધી. બેગમે આ હકીકત સુલતાનને કહી સંભળાવી અને પોતે જે વચન આપ્યું હતું તે પાળવા માટે બાદશાહને આગ્રહ કર્યો. સુલતાને માણેકચંદ અને મોતીચંદ નામના પોતાના બે પ્રધાનને બે બહારવટીઆઓના સરદારોને બોલાવવા મોકલ્યા. પહેલાં તો તેઓ તેમની પાસે જતાં બીધા અને ધીમે ધીમે ચાલ્યા. શહેરના દરવાજા પાસે તેઓએ એકાએક એક પઠાણની સ્ત્રી જોઈ. તે ધારતી હતી કે હું ભયમાં છું અને મને કેદ પકડશે. આથી તે એકદમ કુવામાં કૂદી પડી. રજપૂતોએ આ જોયું ત્યારે તેમનો ભય જતો રહ્યો અને તેઓ બોલી ઊઠ્યા, "આવી સ્ત્રીઓ, જેઓ મોતથી બીતી નથી, તેમના પુત્રો આપણી સાથે છે એટલે આપણે સહીસલામત છીએ."

૯. સુલતાને તેમના પર ઘણું હેત બતાવ્યું. તેણે તેમને ૫૦૦ ગામ આપ્યાં ને તેના બદલામાં તેમણે પોતાની બેન લાલાનાં સુલતાન સાથે લગ્ન કર્યાં. તે સુલતાનની ઘણી માનીતી

બેગમ થઈ પડી અને ઘણાં વરસ રહીને અતિશય ઊનું દૂધ પીવાને લીધે ગળું બળી જવાથી મરણ પામી.

---

## ૨૩. અહમદશાહ એક રજપૂત સ્ત્રીને પરણવામાં કેવી રીતે નિષ્ફળ થયો તે વિષે.

૧. અહમદશાહ લાલાને પરણ્યો ત્યાર પછી, બીઅલમાં ૩૫૦ ગામોનો ઠાકોર કે રજપૂત સરદાર, જેનું નામ સામન્તસિંહ હતું, તે એક દિવસ સૂર્યનો તાપ ઘણો સખ્ત હતો તેથી તાપ અટકાવવા મોં પર કપડું નાખી મહોલ્લામાં ચાલતો જતો હતો. વરહો અને જેતોજી જે ઓટલા પર બેઠા હતા ત્યાં આગળ થઈને તે જતો હતો એટલે વરહાએ જેતોજીને કહ્યું, "મોં સંતાડીને આ કોણ જાય છે?" સામન્તસિંહે જવાબ દીધો, "મારે મોં શા માટે સંતાડવું પડે? જેઓ પોતાની બેનનાં લગ્ન મુસલમાનો જોડે કરે છે તેમણે મોં સંતાડવું જોઈએ." આ શબ્દો બે ભાઈઓએ સાંભળ્યા ત્યારે તેઓ બહુ ગુસ્સે થયા. તેમણે પ્રતિજ્ઞા કરી કે સામન્તસિંહને ૧૪ વરસની દીકરી છે અને તે કાન્તિ માટે પ્રસિદ્ધ છે તેનાં લગ્ન અહમદશાહ સાથે સામન્તસિંહ પાસે કરાવવાં.

૨. તેઓએ શાહને એ કુંવરી વિષે વાત કરી અને તેણે પોતાના અમલદારોને હુકમ કર્યો કે સામન્તસિંહ પાસે તેની દીકરીનું મારી જોડે લગ્ન માટે માગું કરો. તેમણે કહ્યું,

"સાહેબ, **સામન્તસિંહ** જંગલનો નિવાસી છે, તે અમારૂં કહેવું ગણકારે એવો નથી." સુલતાને કહ્યું, "બહુ સારૂં, હવે પછી જ્યારે તે દરબારમાં આવશે ત્યારે હું જાતે એ માગણી કરીશ."

૩. **બીઅલનો** સરદાર **સામન્તસિંહ** જ્યારે દરબારમાં આવ્યો ત્યારે સુલતાને તેની દીકરીનાં લગ્ન પોતાની સાથે કરવા સારૂ માગણી કરી. **સામન્તસિંહે** ઘણાં બહાનાં કાઢ્યાં, ને કહ્યું કે તે હજી ઘણી બાળક છે, અને એ પોતાની દીકરી કરતાં ઘણી વધારે સુંદર કેટલીક રજપુતાણીઓને સુલતાન સાથે લગ્ન માટે લઈ આવવા અમે તૈયાર છીએ. પણ બાદશાહે કોઈ પણ વાત કબૂલ કરી નહિ. તેણે કહ્યું, "મારે તો તમારી દીકરીજ જોઈએ, બીજી કોઈનું કામ નથી." આખરે તે રજપૂત સરદાર કબુલત આપી ઘેર ગયો. સુલતાને **વરહા** ને **જેતાજીને** એ વાત કહી; પણ તેઓએ કહ્યું, "કન્યાને જે પોશાક ને આભૂષણ આપવામાં આવે છે, જેને અમે 'વસન્ત' કહીએ છીએ, તે એણે જ્યાંસુધી તમારી પાસેથી લીધાં નથી ત્યાંસુધી એ એના વચનથી બંધાયલો નથી."

૪. **સામન્તસિંહ** સુલતાનની પાસે ફરી પાછો આવ્યો ત્યારે તેને 'વસન્ત' લેવાને માટે સુલતાને કહ્યું; અને પ્રથમ તો તેણે તે લેવા આનાકાની કરી, પણ છેવટે તેને તે લેવું પડ્યું. તેણે કહ્યું, "હું ઘેર જઈને મંગાવી લઈશ." સુલતાને કહ્યું, "ના, તમારી સાથે હમણાંજ તમારે એ લઈ જવું." તે

ગયા પછી સુલતાને આ હકીકતની પેલા રજપૂત ભાઈઓને ખબર કરી; પણ તેમણે કહ્યું, "તેણે લગ્નનો દિવસ નક્કી કર્યો છે? જો કર્યો નહિ હોય, તો તે બંધાયલો નથી."

૫. **સામન્તસિંહ** સુલતાનની પાસે પાછો આવ્યો ત્યારે તેને લગ્નનો દિવસ નક્કી કરવા કહ્યું. તેણે જવાબ દીધો, "મારે ઘેર જઈ મારે તૈયારી કરવી જોઈએ. મારે મારી મહેસૂલ એકઠી કરવી જોઈએ. મને તૈયારી કરતાં એક વરસ થશે. આવાં બાદશાહી લગ્ન માટે ઘટતો ખર્ચ કરવા મારી પાસે પૈસા નથી." બાદશાહે કહ્યું, "તમારે જે જોઈએ તે ખજાનામાંથી લઈ જાઓ." **સામન્તસિંહે** કહ્યું, "ના, એ તો મારે નીચું જોવા જેવું થાય." તોપણ સુલતાને એક ઊંટને ખજાનાથી લાદી તે ખજાનો તેને મોકલી આપ્યો.

૬. પણ **સામન્તસિંહે** તે પૈસા સિપાઈઓ ભેગા કરવામાં ને તોપો ને દારૂગોળો ખરીદવામાં વાપર્યા. એ બધું લડાયક સાહિત્ય તેણે પોતાના **બીઅલ** કિલ્લામાં મૂક્યું. બંદૂક સાથે ૫,૦૦૦ રજપૂત સિપાઈઓને તેણે આ પ્રમાણે તૈયાર રાખ્યા; પછી તેણે બાદશાહને કહેવડાવ્યું કે લગ્નને માટે પધારો. સુલતાન ઘણો ખુશ થયો. એક નાની ટુકડી સાથે તે **બીઅલ** ગયો અને ત્યાંથી ચાર માઇલ પર છાવણી કરી; પછી **સામન્તસિંહે** સુલતાનની પાસે પોતાના ભાઈને મોકલ્યો અને કહેવડાવ્યું કે **બીઅલમાં** આપનાં આટલાં બધાં માણસો

માટે જગા નથી. તમારા સરદારો ને ઉમરાવો પહેલા આવે, ને લશ્કર પછી આવે એમ કરો. વરરાજાનાં માણસોને આવકાર આપવા માટે હવામાં બંદૂકના ખોટા અવાજ કરવા એ અમારો રિવાજ છે, માટે અવાજ સાંભળી બીશો મા.

૭. જેમ સામન્તસિંહે કહ્યું તેમ સુલતાને કર્યું. રજપૂતોએ કિલ્લાના દરવાજા બંધ કર્યા અને સુલતાનનાં માણસો પર બંદૂક ફોડી. થોડો વખત અહમદશાહે ધાર્યું કે તેઓ ગમત કરે છે, પણ પોતાનાં માણસોને ચારે તરફ મરતાં દીઠાં ત્યારે તેને એમ સમજાયું કે હું ફસાઈ ગયો છું. તેણે પોતાનાં માણસોને બોલાવી લઈ કિલ્લાને ઘેરો ઘાલ્યો. સાત દિવસ સુધી લડાઈ ચાલી. આખરે સામન્તસિંહ રાત્રે પોતાની સ્ત્રી સાથે નાસી ગયો. તેણે ઇડરના રાજાને ત્યાં આશ્રય લીધો ને તેને પોતાની દીકરી પરણાવી. સુલતાને તેનાં ૩૫૦ ગામ લઈ લીધાં, પણ તેની દીકરી પરણવા પામ્યો નહિ.

---

## ૨૪. સુલતાન મહમૂદ બેગડો.

૧. સુલતાન મહમૂદ ગુજરાતના મુસલમાન રાજાઓમાં મોટામાં મોટો હતો. તેણે રજપૂત લોકો પાસેથી ગિરનાર ને ચાંપાનેર એ બે કિલ્લા જીતી લીધા તેથી તે મહમૂદ બેગડો કહેવાયો. તેણે પર વરસ રાજ્ય કર્યું.

૨. ઇ૦ સ૦ ૧૪૫૯માં મહમૂદ ગાદીએ આવ્યો ત્યારે

તેની ઉંમર માત્ર ૧૪ વરસની હતી. તેના મુખ્ય ઉમરાવોમાંના કેટલાક તેની સામા તરકટ કર્યું. તેમણે ધાર્યું કે એ બાળકને સહેલથી હરાવાશે. પણ મહમૂદની માને એ તરકટ વિષે પૂરે-પૂરી ખબર પડી અને તેને માટે શા ઉપાયો યોજવા તે તેણે મહમૂદને કહ્યું. તેણે બીજે દિવસે દરબાર ભર્યો અને હાથીનો મુખ્ય મહાવત, જે નિમકહલાલ હતો, તેને ૬૦૦ હાથી સાથે દરબારમાં આવવાનું કહ્યું. બળવાખોર સરદારોએ હાથીને લશ્કરી ગોઠવણમાં ગોઠવાયલા જોયા ત્યારે તેમને સમજાયું કે આપણું તરકટ ઉઘાડું પડી ગયું છે. આથી તેઓ નાસી ગયા. પછી તેમણે ૩૦,૦૦૦ માણસની ફોજ વડે શહેર પર હુમલો કર્યો, પણ તે તરુણ રાજા પાસે તેનું પોતાનું લશ્કર પણ તૈયાર હતું; અને પોતે જાતે તેનો સરદાર થઈ બળવાખોરો સામે લડવા ધસ્યો. તે ઘોડા પર સવાર થયો અને હાથમાં તલવાર અને પીઠ પર બાણ ને કામઠું રાખ્યાં. તરતજ તેણે બળવાખોરોને નસાડી મૂક્યા.

૩. પછીનાં આઠ નવ વરસ રાજાએ લશ્કરને મજબૂત કરવામાં, રાજ્યમાં બંદોબસ્ત ફેલાવવામાં, અને રાજખજાનો ભરપૂર કરવામાં ગાળ્યાં. પછી મહમૂદને સ્વપ્ન આવ્યું; તેમાં તેણે મુહમ્મદ પેગંબરને પોતાને માટે સ્વાદિષ્ઠ ભોજનની થાળી લઈને આવેલા જોયા. પેગંબરે તેને કહ્યું, "જો તું તારી આસ-પાસનાં હિંદુ રાજ્યો જીતી લઈશ ને તેમાં મુસલમાની ધર્મનો

ફેલાવો કરીશ તો આ સ્વાદિષ્ટ ભોજન તને મળશે." મહમૂદ જાગ્યો ત્યારે તેણે પશ્ચિમે સોરઠ પ્રાન્ત પર ને પૂર્વે ચાંપાનેર પર હુમલો કરવાનો નિશ્ચય કર્યો.

૪. સોરઠ પ્રાન્ત ગુજરાતની નૈર્ઋત્યમાં કાઠિઆવાડમાં આવેલો છે. તેની રાજધાનીનું શહેર જુનાગઢ છે તે ગિરનારના ડુંગરી કિલ્લાની નજીકમાં છે. ગિરનાર પર ઘણાં સુશોભિત જૈન દેવાલયો છે. તે વખતે સોરઠ પ્રાન્તમાં મંડળિક રાજા રાજ્ય કરતો હતો. તેના વડીલોએ સેંકડો વરસ સુધી ગિરનાર પર રાજ્ય કર્યું હતું. એ રાજાની સામા સુલતાન મોટું લશ્કર લઈ લડવા ગયો. રજપૂતો ઘણી બહાદુરીથી લડ્યા; પણ તેમની પાસે માત્ર તીરકામઠાં હતાં અને મુસલમાન લોકો પાસે તોપો ને બંદૂકો હતી, તેથી સુલતાનની ફોજ વધારે બળવાન્ હોવાથી રજપૂતો હારી ગયા. રાણાએ સલાહને માટે કહેણ મોકલી આજીજી કરી. સુલતાને તેની પાસેથી મોટી રકમ લઈ સલાહ કરી, આથી તેની તિજોરી ખાલી થઈ ગઈ.

૫. પણ બીજે વરસે સુલતાન મહમૂદને એવી ખબર પડી કે રાણો એક મહાબળવાન્ રાજા હોય તેમ ગિરનારના દહેરામાં ભારે ઠાઠ ને દબદબાથી જાય છે. સુલતાને કહ્યું, "એ મને ખંડણી ભરે છે; હું એનો ઉપરી રાજા છું; જાણે મોટો રાજા હોય એવી રીતે વર્તવાને એને હક નથી. હું એનો ગર્વ ઉતારીશ." એમ કહી તેણે મોટા લશ્કર સાથે પાછી સોરઠ પર ચઢાઈ કરી.

૬. આ વખતે રાણાએ લડવાને માટે કોશીશ કરી નહિ. તે તાબે થઈ ગયો અને પોતાની પાસે રાજ્યછત્ર ને બીજાં રાજ્યચિહ્નો હતાં તે તેણે સ્વાધીન કરી દીધાં. આથી સુલતાને રાણાનો જીવ બચાવ્યો.



ગિરનારનાં દેવાલયો.

૭. પણ સુલતાને ગિરનાર જીતી લેવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો, તેથી ત્રીજી વખત ફોજ લઈ ગિરનાર પર ચઢાઈ કરી. રાણો જાતે તેની છાવણીમાં ગયો ને કહ્યું, "મારી પાસે જે કંઈ છે તે સર્વ હું તમને આપીશ. નાશકારક લડાઈમાંથી મારી પ્રજાને ઉગારવા મારો તમામ ખજાનો, ઘોડા, ને હાથી એ

સર્વ હું તમને આપીશ. એથી વિશેષ હું શું કરી શકુ? મેં આપનો શો અપરાધ કર્યો છે કે આપ આ પ્રમાણે મારી સાથે લડાઈ કરો છો?" સુલતાને જવાબ દીધો, "તમે મુસલમાન થાઓ તોજ સહીસલામત રહી શકશો." આ ઉપરથી મંડળિક રાજા પોતાના કિલ્લામાં પાછો ફર્યો અને તેનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો. પોતાના લશ્કર માટે તેની પાસે પૂરતો



પાવાગઢનો કિલ્લો.

ખોરાક નહોતો. હવે તેની આશા જતી રહી. તેણે કિલ્લાની કુંચી બાદશાહને સ્વાધીન કરી ને પોતે મુસલમાન થયો. તે અમદાવાદ ગયો ને ત્યાં રહ્યો. તેને ખાનજહાંનો ખિતાબ

આપ્યો ને એક ઉમરાવ કે પવિત્ર માણસ તરીકે તેણે જિંદગી પૂરી કરી. અમદાવાદમાં તેની કબરની પવિત્ર મુસલમાનો ઘણા વખત સુધી મુલાકાત લેતા.

૮. ચાંપાનેરનો કિલ્લો મોટો હતો ને તેમાં રજપૂતોએ સેંકડો વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. એ કિલ્લો પવનગઢ કે પાવાગઢ તરીકે પ્રસિદ્ધ હતો. તેના શિખર પર કાલિકા માતાનું દહેરૂં છે. એ કિલ્લો કોઈથી જીતાય નહિ એમ રજપૂતો ધારતા હતા. તે વખતે ત્યાંના રાણાનું નામ પતાઈ રાવળ હતું.

૯. એમ કહેવાય છે કે એક વખત સુલતાન એ કિલ્લા આગળ થઈને ઘોડો દોડાવતો હતો ત્યારે કિલ્લો જોઈને તેણે પોતાની મૂછ પર તાલ દીધી. લૌઓ નામના એક બ્રાહ્મણ ગોરે તેને જોયો ને રાવળને કહ્યું કે સુલતાનનો વિચાર કંઈક તમારી વિરુદ્ધ જણાય છે. પછી રાવળે લૌઆને તેની તપાસ કરવાને છુપા જાસૂસ તરીકે મોકલ્યો. તેણે અમદાવાદમાં બાદશાહના મહેલની સામા એક ઘર ભાડે લીધું અને બાદશાહની તપાસ કરવી શરૂ કરી. થોડો વખત રહી તેણે બાદશાહને આસપાસ નજર ફેરવતો બારી પર ઊભેલો જોયો. તેણે ચાંપાનેર તરફ જોયું, એટલે મૂછના આંકડા વાળ્યા; પછી થોડો વખત રહીને લૌઆને માલમ પડ્યું કે બાદશાહ લડાઈની તૈયારી કરે છે. તે ત્યાંથી તરતજ નીકળી ગયો અને પતાઈ રાવળને ખબર આપી કે સુલતાન લડવાને આવે છે.

૧૦. રાવળે પોતાના બચાવને માટે બનતા પ્રયત્ન કર્યા. તેણે રક્ષણને માટે પાંચ હાર બાંધી; પ્રથમ તો એક પત્થરની દિવાલ, તેની આસપાસ પાણીથી ભરેલી ઊંડી ખાડી, પછી લાકડાની ફરેકાળ, પછી છોની દિવાલ, અને છેલ્લે એક જાડી કાંટાની વાડ. પછી તેણે તમામ લશ્કર ભેગું કર્યું અને મરતાં સુધી લડવાની તૈયારી કરી.

૧૧. ચાંપાનેરની આસપાસ એક ઘણું મોટું લશ્કર ફરી વળ્યું. કહે છે કે એ ઘેરો બાર વરસ પહોંચ્યો. રાવળને મદદ કરવા છ રાજાઓ આવ્યા, પણ તેઓ ફાવ્યા નહિ. આખરે ચાંપાનેર જીતાયું. રજપૂતોએ બૈરાંછોકરાંને કતલ કર્યાં, અને હાથમાં તલવાર લઈ રણમાં મરણપર્યન્ત ઘૂમવાને માટે ધસી આવ્યા. રાણો રાવળ પતાઈ જીવતો કેદ પકડાયો અને સુલતાને કહ્યું કે જો તું મુસલમાન થઈશ તો તારી જિંદગી બચાવવામાં આવશે. પણ એમ કરવાની તેણે સાફ ના પાડી, તેથી તેની કતલ કરવામાં આવી. તોપણ તેના નાના છોકરાને મુસલમાન તરીકે ઉછેર્યો, અને મહમૂદ બેગડાની પછીના બાદશાહના દરબારમાં તે એક મોટો ઉમરાવ થયો.

૧૨. મહમૂદ બેગડા વિષે ઘણી વાતો કહેવાય છે. કહે છે કે તે અકરાંતીઆની પેઠે ખાતો હતો. તે દરરોજ એક મણ ખોરાક, પ્યાલા ભરીને મધ ને માખણ, અને ૧૦૦ કેળાં ખાતો. તે કહેતો કે હું રાજા છું એ બહુ સારી વાત છે;

કેમકે હું આટલું બધું ખાઉં છું. બીજું કોઈ મને પૂરતો ખોરાક આપવાને શક્તિમાન્ થાત નહિ. તેની મૂછો બહુ લાંબી હતી અને તે ગાયના શિંગડાની પેઠે વાળેલી રાખતો. કહે છે કે તે પોતાના માથા ઉપર એ મૂછોની ગાંઠ બાંધતો. તેણે એટલું બધું ઝેર ખાધું કહેવાય છે કે તેના આખા શરીરમાં તે વ્યાપી રહ્યું હતું. આથી માખી પણ તેના હાથ પર દૈવયોગે બેસે તો તે તરત મરી જઈ ભોંય પર પડતી. તેણે ઘણી મસ્જિદો, વિદ્યાલયો, અને ધર્મશાળાઓ બાંધ્યાં, ઘણા કુવા ખોદાવ્યા, અને ઘણાં ઝાડો વવડાવ્યાં. તેમાંનાં મુખ્ય નાળિએરી, વડ, મહુડા, બીલ, ને પીપળો હતાં. પ્રજામાંથી જે કોઈ બાગ બનાવે ને ઝાડો રોપે તેને તે ઇનામ આપતો.

૧૩. એની જિંદગીની આખરે, પોતે લડાઈઓ કરી હતી તેમાં જે સંખ્યાબંધ માણસો મરણ પામ્યાં હતાં તેમને વિષે જ્યારે એના મનમાં વિચાર આવતો ત્યારે એ પુષ્કળ રડતો. તે એમનાં વિધવા ને નિરાશ્રિત બાળકોને શોધી કાઢતો અને તેમના પોષકના મરણનો બદલો વાળવા તેમને પોતાના ખાતામાં નોકરી આપતો.

## ૨૫. અલાઉદ્દીને પદ્મિની રાણીનો ચહેરો આરસીમાં શી રીતે જોયો તે વિષે.

૧. આસરે ૬૦૦ વર્ષ ઉપર જ્યારે અલાઉદ્દીન દિલ્હીમાં રાજ્ય કરતો હતો ત્યારે રજપૂત સંસ્થાનમાં આવેલા મેવાડની રાજધાની ચિતોડમાં ભીમસી કે ભીમસિંહ (સિંહના જેવો બળવાન્ ભીમ રાજા)નું રાજ્ય હતું. એને એક પદ્મિની (કમળના છોડવા જેવી સુંદર) નામની કાન્તિવાળી સ્ત્રી હતી, તે બહાદુર ને હોશિયાર હતી.

૨. પદ્મિની એવી તો ખૂબસૂરત હતી કે તેની કાન્તિની વાત ચારે દિશાએ પ્રસરી ગઈ અને આખરે તેને વિષે અલાઉદ્દીનને ખબર પડી. તે કમળાદેવી જોડે પરણ્યો હતો અને તે સિવાય પણ તેને ઘણી રાણીઓ હતી, તોપણ તેની મરજી પદ્મિનીને પોતાની બેગમ બનાવવાની થઈ. આ કારણથી તે એક મોટી ફોજ લઈને નીકળ્યો, અને ચિતોડ આગળ છાવણી કરી તેણે તેને ઘેરો ઘાલ્યો.

૩. પણ બહાદુર રજપૂતો પોતાનાં રાજારાણીની ખાતર એવા તો સારી રીતે લડ્યા કે તે તુર્કી બાદશાહથી ચિતોડ જીતી શકાયું નહિ; ત્યારે અલાઉદ્દીને એમ કહ્યું કે મારે માત્ર પદ્મિનીને જોવાનીજ મરજી છે અને મારી અરજ કબૂલ કરવામાં આવશે તો હું મારૂં લશ્કર દિલ્હી પાછું લઈ જવાનું વચન આપું છું.

૪. ભીમસીએ જવાબ દીધો કે અલાઉદ્દીનને મારી રાણી પદ્મિનીનો ચહેરો તો નહિ બતાવવામાં આવે, પણ તે એક આરસી જોઈ શકશે, તેમાં તેનો ચહેરો બતાવવામાં આવશે, પણ તેને જાતે તે જોઈ શકશે નહિ. તેણે એક કે બેજ ચોકીદાર લઈને ચિતોડ આવવું.

૫. અલાઉદ્દીને એ વાત કબૂલ કરી. તેને ખાતરી હતી કે રજપૂત રાજા પોતાનું વચન પાળશે અને મને કોઈ પણ તરેહની ઈજા થશે નહિ. આથી તે ચિતોડ ગઢમાં એક કે બે માણસ સાથેજ ગયો. આ પ્રમાણે તે રજપૂતોના હાથમાં આવ્યો હતો અને ધાર્યું હોત તો રજપૂતોએ તેનો નાશ કર્યો હોત; પણ તેઓ એકવચની હતા, જે બોલતા તે હમેશ પાળતા. અલાઉદ્દીને પદ્મિનીનો ચહેરો આરસીમાં જોયો. તેને કહેવામાં આવ્યું, "એક નોકરે ધરેલી આ આરસીમાં તમે ચિત્રમાં પદ્મિનીની છબી જુઓ છો. તમે તેને જાતે જોઈ શકતા નથી, પણ જે પડદાની પાછળ તે ઊભી છે તે પડદો જોઈ શકો છો."

૬. પછી તેણે ભીમસીને કહ્યું, "જેમ મેં તમારા પર ભરોસો રાખ્યો છે, તેમ તમે મારા પર ભરોસો રાખશો! ચિતોડ ગઢની બહાર આવો અને ત્યાંથી આપણે મિત્રની પેઠે છૂટા પડીશું." ભીમસીએ તેના વચન પર ભરોસો રાખ્યો અને તેની સાથે ગયો; પણ તેઓ ગઢની બહાર નીકળ્યા કે તુર્ક લોકોનું લશ્કર જંગલમાં સંતાઈ રહ્યું હતું તે બહાર નીકળી



અલાઉદ્દીન પદ્મિનીનો ચહેરો આરસીમાં જુએ છે.

આણ્યું, **ભીમસીને** પકડ્યો અને તેને તુર્કી છાવણીમાં કેદી તરીકે લઈ ગયા. પછી **અલાઉદ્દીને** તેને કહ્યું કે જ્યાંસુધી પદ્મિની શરણે થઈ મને પરણશે નહિ ત્યાંસુધી હું તને છોડીશ નહિ.

૭. આ હકીકત સાંભળી ત્યારે રજપૂતોને ઘણો ક્રોધ અને ખેદ થયો. પદ્મિનીને પણ એમ બીક લાગી કે મારા ધણીને મારી નાખશે; પણ તે સ્ત્રી ઘણી હોશિયાર હતી. તેણે કહ્યું, "તુર્ક લોકો બેઇમાન છે અને તેમણે આપણને ઠગ્યા છે, તો આપણે પણ તેમની સાથે તેવીજ બાજી રમવી જોઈએ."

૮. આ ઉપરથી પદ્મિનીએ એમ કહાવ્યું કે મારા સ્વામીને છૂટા કરશો તો હું તમારી પાસે આવી તમને શરણ થઈશ; પણ હું **અલાઉદ્દીન** બાદશાહની બેગમ થવાની છું, તેથી મારે મારી સાથે પાલખીઓમાં મારી બધી દાસીઓ, આભૂષણ, અને વસ્ત્રો લાવવાં જોઈએ અને એ પાલખીઓને ઢાંકેલી રાખવી જોઈએ; કેમકે તુર્ક સિપાઈઓને મારાથી મારો ચહેરો બતાવાય નહિ. અલાઉદ્દીને એ વાત ખુશીથી કબૂલ કરી; કેમકે એને એમ લાગ્યું કે મારી બેગમ અને દિલ્હીની રાણી થવાની પદ્મિનીની ખરેખરી મરજી છે.

૯. પછી પદ્મિનીની પાલખીઓને ગઢ બહાર લઈ ગયા અને દરેક જણને એમ લાગ્યું કે પદ્મિની માંહે છે, પણ પાલખીમાં તેને બદલે એક શૂરો રજપૂત કુંવર **બાદલ** હતો. એ પાલખી સાથે બીજી સિત્તેર પાલખી હતી અને તેમાં પદ્મિનીની

દાસીઓ અને અલંકારો છે એમ તુર્ક લોકોએ ધાર્યું; પણ તે દરેકમાં એકેક રજપૂત શૂરવીર હતો. દરેક પાલખીના ઊંચક-નાર છ માણસો હતા, તે મજુર જેવા જણાતા હતા, પણ તેમાંનો દરેક એક બહાદુર યોદ્ધો હતો અને તેણે પોતાની તર-વાર અને બક્તર પાલખીમાં મૂક્યાં હતાં.

૧૦. પછી પદ્મિનીનો કાકો ગોરા જે એ મંડળી લઈને અલાઉદ્દીનની પાસે ગયો હતો તેણે તેને કહ્યું, "પદ્મિનીનો વિચાર છેલ્લી વખત પોતાના સ્વામી સાથે વાતચીત કરી લઈ તેની રજા લેવાનો છે." રાણી અને કીમતી આભૂષણો પોતાની સત્તામાં આવ્યાં માની બાદશાહ ઘણો ખુશ થયો અને તેથી તેણે કહ્યું, "બહુ સારૂં, ભીમસી પેલા તંબુમાં છે. રાણી ભલે તેને મળે અને તેની રજા લે; પણ તેણે ત્યાં પા કલાકથી વધારે થોભવું નહિ."

૧૧. પછી તે પાલખી તંબુ આગળ લઈ જવામાં આવી. બાદલ તેમાંથી બહાર નીકળી પડ્યો અને તેણે જે બક્તર આણ્યું હતું તે ભીમસીએ પહેરી લીધું. થોડો વખત રહી અલાઉદ્દીન તંબુમાં ગયો; એટલે બધા રજપૂતો પાલખીમાંથી બહાર ધસી આવ્યા અને હથિયાર સાથે તૈયાર થઈ અફગાન લોકો પર તૂટી પડ્યા. અફગાન લોકો તો આ જોઈ અચં-બોજ પામ્યા.

૧૨. ભીમસી ઘોડા પર સવાર થઈ પદ્મિની પાસે સહી-

સલામત પહોંચી ગયો, પછી તુર્ક અને રજપૂત લોકો વચ્ચે ભારે લડાઈ ઝામી અને તેમાં બંને પક્ષનાં ઘણાં માણસો માર્યાં ગયાં. ઘણા રજપૂતનો એમાં નાશ થયો અને થોડાજ જીવતા-પાછા ફર્યા. **અલાઉદ્દીને ચિતોડ** પર પાછો હુમલો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ અને તેને નિષ્ફળ થઈ દિલ્હી પાછાં જવું પડ્યું.

૧૩. જે રજપૂતો જીવતા ઘેર ગયા તેમાં **બાદલ** પણ હતો. તેનો કાકો **ગોરા** લડાઈમાં માર્યો ગયો હતો. તેની કાકીએ તેને પૂછ્યું, "તમારા કાકા કેવી રીતે લડ્યા અને હાલ ક્યાં છે?" **બાદલ**ની ઉંમર માત્ર બાર વરસની હતી, પણ બીજા રજપૂત વીરો સાથે તે પણ બહાદુરીથી લડ્યો હતો. તેણે જવાબ દીધો, "જેમ અનાજની કાપણી કરનાર અનાજને દાતરડે વતી કાપી નાખે છે, તેમ તેણે તરવાર વડે શત્રુઓનો સંહાર કર્યો; અને હવે તે રણક્ષેત્રમાં સૂતો છે. તે નિરાંતે મીઠી ઊંઘ લે છે અને એ ઊંઘમાંથી હવે તે જાગવાનો નથી."

૧૪. કાકીએ **બાદલ**ને કહ્યું, "ત્યારે શું મારે ઢીલ કરવી જોઈએ? મારા સ્વામી મારી વાટ જુએ છે અને તેની પાસે જવામાં હું ઢીલ કરૂં તો તે મને ઠપકો દેશે." એમ કહી તેણે જે ચિતા સળગાવી હતી તેમાં તે કૂદી પડી અને તરતજ બળી મુઈ.

---

## ૨૬. ભીમસીનું સ્વપ્નું.

૧. આ જે વાત તમને કહું છું, તે દિલગીરીભરેલી છે. જે વાતનો એક વાર નિશ્ચય કર્યો તે વાત પડતી મૂકે એવો **અલાઉદ્દીન** નહોતો. એક બે વરસમાં પોલાદના બક્તરવાળા **અફ્ગાન** ને **તુર્કી** લોકોનું મોટું લશ્કર લઈ તેણે એક બીજી વાર **ચિતોડ** પર હુમલો કર્યો. કહે છે કે આકાશમાં જેમ એકાએક વાદળું ઘેરાઈ જઈ તોફાન, વીજળીના કડાકા, ને ચમકારા સાથે ચોધાર વરસાદ તૂટી પડે છે, તેમ આ મોટું લશ્કર એકદમ ઓચીંતું **ચિતોડ** પર તૂટી પડ્યું.

૨. રાણા **ભીમસિંહ**નું ઘણું લશ્કર **ચિતોડ**ના પહેલા ઘેરામાં નાશ પામ્યું હતું. જે રજપૂતો જીવતા રહ્યા હતા તે હતા તો બહાદુર અને નિમકહલાલ, પણ તુર્કી લશ્કરની સાથે બાથ ભીડે એટલું તેમનામાં જોર નહોતું. છ માસ સુધી લડાઈ લાગલગટ ચાલી. દિવસે દિવસે રજપૂતોની સંખ્યા કમી થતી ગઈ, પણ નવું નવું લશ્કર **દિલ્હી**થી આવતું ગયું તેથી તુર્ક લોકોની ફોજમાં તો વધારો થતો ગયો.

૩. એક દિવસ આખો દહાડો લડી લડી થાકીને લોથ થઈ ગયલો **ભીમસી** રાત્રે સૂતો હતો, તેને એક ભયંકર સ્વપ્નું આવ્યું. તેણે સ્વપ્નામાં એક એવો અવાજ સાંભળ્યો કે મને ભૂખ લાગી છે. રજપૂતો ભવાની કે કાલિકા દેવીના ભયંકર સ્વરૂપની પૂજા કરતા હતા. એ કાલિકા દેવીને સાક્ષાત્ પોતાની

નજર આગળ જોઈને ભીમસી બીકથી ચોંકી ઊઠ્યો. તે સ્વપ્નામાં બોલ્યો, "શું તું ભૂખી છે? હાલ થોડાજ વખત પર મારી ટોળીના ૮,૦૦૦ માણસોને તેં ખાધા નથી?" દેવી જાણે એમ બોલતી માલમ પડી કે "એવા માણસોથી હું કેમ ધરાઉં? મારે તો રાજાઓનો ભોગ જોઈએ છે. તારા વંશના બાર રાજ્યાભિષેક થયલા રાજાઓ મરશે નહિ ત્યાંસુધી હું ચિતોડ છોડવાની નથી અને તારા વંશનું મૂળ પણ રહેશે નહિ." બીજી રાતે પણ ભીમસીને પાછું એનું એ સ્વપ્નું આવ્યું; પછી તેણે પોતાના સરદારોને આ સ્વપ્નાની વાત કરી અને જે દેવીની આજ્ઞા તેણે સાંભળી હતી તેને પાળવાનો તેમણે તરતજ નિશ્ચય કર્યો.

૪. રાજાને બાર પુત્ર હતા. બીજે દહાડે તેમાંના મોટાને રાજ્યાભિષેક કર્યો. તેણે ત્રણ દિવસ રાજ્ય ચલાવ્યું ને ચોથે દહાડે લડાઈમાં લડી દેહ છોડ્યો. બીજા બધા કુંવરોને અનુક્રમે રાજ્યાભિષેક કરવામાં આવ્યો. દરેક રાજા તરીકે ત્રણ દિવસ અમલ ચલાવ્યો અને ચોથે દિવસે તુર્ક લશ્કર સાથે યુદ્ધમાં લડી બહાદુરીથી પોતાનો જીવ ખોયો. આ પ્રમાણે અગિયાર રાજાઓ મરણ પામ્યા ને એક નાનામાં નાનોજ બાકી રહ્યો; એટલે રાજાએ પોતાના સરદારોને ભેગા કર્યા અને તેમને આ પ્રમાણે કહ્યું, "હવે હું મારો આત્મા ચિતોડને અર્પણ કરૂં છું; મારૂં મસ્તક લડાઈમાં કપાશે અને એ રીતે

ભવાની દેવીને બાર અભિષેક થયલા રાજાઓનો ભોગ જોઈએ છે તે પૂરો થશે."

૫. આમ કહી ભીમસીએ શૂરામાં શૂરા રજપૂતોની એક નાની ટુકડી ચૂંટી કાઢી અને તેનો ઉપરી પોતાના નાનામાં નાના છોકરાને બનાવ્યો. પછી તેણે કહ્યું, "તુર્ક દુશ્મનોની અંદરથી તમારો રસ્તો કાપતા કાપતા છેક દૂર આવેલા કેલવાડા લગણ નાસી જાઓ અને ત્યાં જઈ મેવાડના રાજા તરીકે રાજ્ય ચલાવો. જોગવાઈ આવે ત્યારે પાછા ચિતોડ આવજો."

૬. પ્રથમ તો રાજકુંવરે જવાની ના પાડી અને કાલાવાલા કરીને કહ્યું કે "મને અહિં રહેવા દો અને મારા પિતા સાથે સંગ્રામમાં મરવા દો." પણ ભીમસીએ એ વાત માની નહિ. તેણે કહ્યું, "આપણા વંશનો ઉચ્છેદ ન થવો જોઈએ. તું મારો પુત્ર છે ને તારે મારો વંશ જારી રાખવો જોઈએ." આમ આગ્રહ થવાથી કુંવરે પિતાનું કહ્યું માથે ચઢાવ્યું. પોતાની ટોળીને સાથે લઈ તે દુશ્મનોની અંદરથી રસ્તો કાપતો ચાલ્યો ગયો અને પછીના વખતમાં તેના વંશનો એક રાજા ચિતોડ ગયો. એ પ્રમાણે ચિતોડમાં ગાદી પાછી સ્થપાઈ.

૭. જ્યારે ભીમસીને માલમ પડ્યું કે મારો પુત્ર સહીસલામત નીકળી ગયો છે ત્યારે પોતાની ટોળીના જે શૂરવીરો રહ્યા હતા તે બધાને લઈને બહાદુર રજપૂત જાતના રિવાજ પ્રમાણે તે લડાઈમાં ઊતરી પડ્યો. પદ્મિની અને બીજી બધી રજપુતાણીઓ

એક ઊંડી ગુફામાં ભરાઈ અને ત્યાં મોટી ચિતા સળગાવી તેની તાપણીમાં બધાં બળી મુઆં. રજપૂતોએ પીળાં વસ્ત્ર પહેર્યાં અને હાથમાં તલવાર લઈ તુર્ક લશ્કર પર તૂટી પડ્યા. દરેક રજપૂત વીરે જેટલા કપાયા તેટલા શત્રુઓને કાપી નાખ્યા ને છેવટે આ પ્રમાણે તે બધાએ કેસરીઆં કરી બહાદુરીથી પ્રાણ ખોયા. અલાઉદ્દીન ચિતોડ ગઢમાં પેઠો ત્યારે તેને એક પણ માણસ જીવતું જડ્યું નહિ અને મુડદાંથી ભરેલા શહેરની અંદર થઈને તે પાછો ફર્યો.

---

## ૨૭. બાબર પાણિપતની લડાઈ શી રીતે જીત્યો.

૧. બાબરે ઇ૦ સ૦ ૧૫૨૬માં હિંદુસ્તાનમાં મુગલ રાજ્ય સ્થાપ્યું. તેનો બાપ મરણ પામ્યો, ત્યારે તેની ઉંમર માત્ર તેર વરસની હતી. તરતજ તેનો કાકો તુર્કસ્તાનમાં તેનું નાનું રાજ્ય હતું તે પચાવી પડ્યો, તેની સાથે તેને જીવસટ્ટાની લડાઈ થઈ. વીસ વરસ સુધી તેને એક જગાએથી બીજી જગાએ ભટકવું પડ્યું અને ઘણી વાર ઉઘાડી જમીન પર ખુલ્લી હવામાં સૂવું પડ્યું. આખરે તેને એમ માલમ પડ્યું કે મારે હવે મારા સ્વદેશ તુર્કસ્તાનમાં રહેવું યોગ્ય નથી; કેમકે એમાં ઘણા સરદારો મારા કરતાં વધારે બળવાન્ છે. તેથી તેણે પોતાનાં માણસોને પૂછ્યું કે તમે મારી સાથે તુર્કસ્તાન છોડી અફગાનિસ્તાન આવશો? તેની પેઠે તેઓ પણ એક જગાના સ્થાયી

વતની નહોતા, તેથી તેઓ તેની સાથે જવા ખુશીથી કબૂલ થયા. તુર્ક લોકો અફ્ગાન લોકો કરતાં વધારે જબરા અને શૂરા હતા તેથી **બાબરે** અને તેના લશ્કરે તરત **અફ્ગાનિસ્તાન** જીતી લીધું.

૨. થોડાંક વરસ **બાબરે કાબુલ**માં રાજ્ય કર્યું એટલે તેની કીર્તિ **હિંદુસ્તાન**માં ફેલાઈ રહી. તે એક ડાહ્યો અને ઉદાર દિલનો રાજા હતો અને બહાદુર અને કાબેલ સરદાર હતો. **દિલ્હી**નો **પઠાણ** રાજા **ઇબ્રાહીમ લોદી** એવી ખરાબ રીતે રાજ્ય કરતો કે તેના પોતાના સરદારોએ પણ તેની સામા બંડ કર્યું અને બધા **રજપૂતો** તેને ધિક્કારતા હતા. મોટા **રજપૂત** રાજાઓ અને **પંજાબ**ના **પઠાણ** સુબાએ **બાબર**ને વિનતિ કરી કે તમે અમારી મદદે આવી **ઇબ્રાહીમ લોદી**ને ગાદી પરથી ઉઠાડી મૂકો.

૩. **રજપૂત** રાજાઓ અને **પઠાણ** ઉમરાવોના કાગળો **બાબર**ને પહોંચ્યા એટલે એને એમ લાગ્યું કે **હિંદુસ્તાન** જીતવાનો આ સમય છે. ઇ૦ સ૦ ૧૫૨૬ની શરૂઆતમાં ૧૩,૦૦૦ સિપાઈનું એક નાનું લશ્કર લઈને તે બહાદુરીથી **હિંદુસ્તાન**નાં મેદાનોમાં ધસી આવ્યો. તેની જિંદગીમાં જે કંઈ બન્યું તે સર્વ તેણે પોતાના જીવનચરિતમાં લખ્યું છે તેથી આપણે જાણીએ છીએ.

૪. આ વખત સુધી **હિંદુસ્તાન**માં તોપો ને દારૂગોળાનો ઉપયોગ કરવામાં આવ્યો નહોતો. સિપાઈઓ અને

યોદ્ધાઓ તીરકામઠાંનો ઉપયોગ કરતા. કામઠાં ઉપર તીર ચઢાવી આઘે શત્રુઓ પર ફેંકતા કે એક બીજા સાથે ભાલાથી યુદ્ધ કરતા. પછી બંદૂકો વાપરવા લાગ્યા અને તેને ફોડવામાં દિવાસળીનો ઉપયોગ કરવામાં આવતો. **બાબરના** લશ્કરમાં ઘણી તોપો અને બંદૂક ફોડનારા સિપાઈઓ હતા.

૫. **બાબર** સામો લડવા આવે છે એવી ઇબ્રાહીમ **લોદીને** ખબર થઈ એટલે દિલ્હીથી તે ધીમો ધીમો તેની સામા લડવા ગયો. તેની પાસે ૧,૦૦,૦૦૦ માણસનું ને ૧૦૦ હાથીનું લશ્કર હતું, પણ તોપ નહોતી. **બાબર** આપણને પોતાના જીવનચરિતમાં ખબર આપે છે કે ઇબ્રાહીમ યુદ્ધ-કળામાં બીલકુલ હોશિયાર નહોતો, અને પૈસાનો એવો લોભી હતો કે તેમનો પગાર બરાબર ચુકવતો નહોતો. તેની પહેલાંના બધા પઠાણ બાદશાહોએ તિજોરીમાં પુષ્કળ પૈસો ભેગો કર્યો હતો, તેથી તેની પાસે દ્રવ્ય પુષ્કળ હતું, તેમ છતાં પણ તે આ પ્રમાણે સિપાઈઓને પગાર પણ પૂરો આપતો નહોતો.

૬. એ દર્મિયાનમાં દિલ્હીની ઉત્તરે આસરે ૫૦ માઇલ પર આવેલા **પાણિપતના** મોટા મેદાન સુધી **બાબરનું** લશ્કર પહોંચી ગયું હતું. તેણે સભા ભરી સરદારોની સલાહ લીધી અને બધાઓએ નિશ્ચય કર્યો કે લડાઈ લડવા સારૂ આ એક મોટું મેદાન છે, માટે આપણે બધાએ અહિંજ છાવણી નાખી પઠાણ લશ્કરના હુમલાની વાટ જોવી.

૭. ઇ. સ. ૧૫૨૬ની ૨૧મી એપ્રિલે બાતમીદારોએ બાબરને ખબર આપી કે પઠાણ લોકો લશ્કરમાં હારબંધ ગોઠવાઈને લડવાને ચાલ્યા આવે છે. બાબર કહે છે કે એ વખતે પ્હો ફાટ્યો હતો. અમે અમારાં બક્તર સજ્યાં, હથિયાર પકડ્યાં, અને ઘોડા ઉપર સવાર થયા. આ પહેલાં બેત્રણ દિવસ અગાઉ તેણે સરદારોને પોતપોતાની જગા બતાવી હતી અને કેવી રીતે ને શું કરવું તે બધી વાતની સૂચના કરી હતી.

૮. દરેક લડાઈમાં ચતુર સરદાર એવી યુક્તિ કરવાનો પ્રયત્ન કરે છે કે શત્રુની આસપાસ ફરી વળવું, તેના લશ્કર પર એક બાજુ તરફથી હુમલો કરવો, અને શત્રુ પોતાના લશ્કરની બાજુ ઉપર હુમલો ન કરે તેને માટે સંભાળ લેવી. બાબરે પાણિપતની લડાઈમાં એજ પ્રમાણે કર્યું અને એજ કારણથી એ લડાઈમાં એ જીત્યો અને એ પ્રમાણે ન કરવાથી ઇબ્રાહીમ હારી ગયો.

૯. બાબરે પોતાના લશ્કરની બાજુઓનો બહુ કાળજીથી બચાવ કર્યો. તેની જમણી તરફ પાણિપત શહેર અને કિલ્લો આવી રહ્યાં હતાં, તેથી એ તરફથી હુમલો આવી શકે એમ નહોતું; અને ડાબી તરફ તેણે ઊંડી ખાડી ખોદાવી અને ખાડીની પેલી તરફ તેણે લાકડાની ને ઝાડની ડાળીઓના ઢગ કરાવ્યા તેથી પઠાણ ઘોડેસવારો એ બાજુએ ઘોડા દોડાવી ધસારો કરી શક્યા નહિ.

૧૦. લશ્કરને મોખરે તેણે તોપો મૂકી અને તેને આખલાનાં ચામડાંનાં વણેલાં દોરડાં વડે બાંધી રાખી દરેક બે તોપો વચ્ચે છાતીસમાન ઊંચા રેતીના ભરેલા કોથળા ગોઠવાવ્યા. આ પ્રમાણે તોપો અને રેતીના કોથળાની એક જાતની દિવાલ બની રહી અને મોખરા તરફથી તેણે દુશ્મનના હુમલાને ખાળ્યા. તોપની આ દિવાલની પાછળ બંદૂક ફોડનારા ગોઠવાયા હતા. તોપોની વચ્ચેથી તેમને ગોળીઓ મારવાની હતી. આ પ્રમાણે લશ્કર એક જાતના કિલ્લામાં સુરક્ષિત હોય એવી રીતે ગોઠવાયું હતું. એ કિલ્લામાં તેઓ ધારે ત્યારે ગોળીબાર કરી શકે, અને શત્રુનું બળ એટલું બધું માલમ પડે કે તેની સામા ફાવી શકાશે નહિ, એમ લાગે ત્યારે એજ કિલ્લામાં તેઓ ભરાઈ રહી પોતાનું રક્ષણ બહુ સારી રીતે કરી શકે.

૧૧. મુખ્ય લશ્કરના આગલા ભાગમાં એક મોખરે ગોઠવેલી ટુકડી હતી અને તેની પાછળ એક અણીને વખતે ધસારો કરવા માટે અલાયદી રાખેલી ટુકડી હતી. કાબેલ સેનાપતિ હમેશ આવી એક બળવાન્ ટુકડી રાખે છે. એ ટુકડીનાં માણસો પ્રથમ લડાઈમાં ભાગ લેતાં નથી, પણ લશ્કરના જે ભાગને મદદની જરૂર પડે તેને મદદ કરવાને હમેશ તૈયાર રહે છે.

૧૨. મુખ્ય લશ્કરના બે વિભાગ કરવામાં આવ્યા હતા, પહેલો જમણું મધ્ય, જમણી બાજુ, અને જમણો ખૂણો, અને બીજો ડાબું મધ્ય, ડાબી બાજુ, અને ડાબો ખૂણો. દરેક વિભા-

ગમાં મધ્ય ભાગ અને તેની બે બાજુઓ રાખી હતી. હુમાયૂં જમણી તરફની એક બાજુનો સરદાર હતો. એ બાબરનો મોટો દીકરો હતો અને એની ઉંમર અરાઢ વરસની હતી. આખા લશ્કરનો સેનાપતિ બાબર જાતે હતો.

૧૩. જ્યારે દુશ્મનનું લશ્કર નજરે પડ્યું ત્યારે સૂર્ય આકાશમાં એક ભાલા જેટલો ઊંચો ઊગ્યો હતો એટલે સાત વાગતાનો સુમાર હતો. તેઓ જોસ્સાબંધ ધસ્યા આવતા હતા, પણ વધારે નજીક આવ્યા એટલે એકદમ થોભી ગયા; કેમકે બાબરે તોપ અને છાતીસમાન ઊંચા કોથળાની દિવાલ બનાવી હતી તે શું હતું તે તેમનાથી સમજાયું નહિ. તેઓ તો એમ ધારતા હતા કે એક ખુલ્લા મેદાનમાં ઘોડેસવાર ને પાયદળના બનેલાજ લશ્કરની સામા થવાનું હશે; પછી તો તોપોના બાર થવા માંડ્યા અને તેની વચ્ચેથી બંદૂકવાળાઓએ ગોળીબાર કરવા માંડ્યા. આ અવાજ અને તેજના ચમકારા જોઈને તેઓ વિસ્મય પામ્યા; કેમકે એવું અગાઉ તેમણે જોયું નહોતું. એની સામા ઘોડેસવારોથી અને હાથીઓથી ઊભા રહી શકાયું નહિ. તોપોમાંથી દારૂગોળા અને બંદૂકમાંથી ગોળીઓ તેમના લશ્કર પર પડવા માંડ્યાં અને તેમનાં માણસો મરણ પામવા લાગ્યાં, ત્યારે પઠાણો પાછા હઠ્યા.

૧૪. એ દર્મિયાનમાં, બાબરનું બે ખૂણા તરફનું લશ્કર જલદ ઘોડાઓ ઉપર પલાણ કરેલા ઘોડેસવારોનું બનેલું હતું;

ને તેમની પાસે તીરકામઠાં ને ભાલાનાં હથિયાર હતાં; એ ટુક-ડીઓ પઠાણ લશ્કર જોઈ ન શકે એવી રીતે જમણી ને ડાબી બાજુ તરફથી તેમની પાછળ ગોઠવાઈ ગઈ. પછી તેમણે શત્રુના ઉપર પાછળથી બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો.

૧૫. જેવા બાબરે શત્રુને પોતે મોખરે રાખેલી તોપો આગળથી પાછા ફરતા જોયા કે તરતજ તેણે પોતાના લશ્ક-રની જમણી ને ડાબી બાજુની ટુકડીઓને શત્રુની જમણી ને ડાબી ટુકડી પર ધસારો કરવાનો હુકમ કર્યો. એ હુમલાની સામા થવા સારૂ શત્રુની ટુકડીઓને પાછા ફરવું પડ્યું. હવે તેઓ શત્રુની જમણી ને ડાબી બાજુની સામા થઈ ગયા. આ ઉપ-રથી સમજાશે કે અગાઉની માફક તોપની સામા હવે તેઓ નહોતા, હવે તો તેઓ જમણી ને ડાબી ટુકડીઓની સામા હતા. પહેલાં તેમને મોખરે જે લશ્કર હતું તે હવે બાજુ પર આવી ગયું.

૧૬. શત્રુઓને આમ ફરવું પડ્યું ત્યારે બાબરે પોતાના લશ્કરના જમણા ને ડાબા મધ્ય ભાગને શત્રુના બરાબર મધ્ય ભાગ પર ધસારો કરવાનો હુકમ કર્યો. બાબરની એ ટુકડીઓમાં એના ઉત્તમ શૂરવીરો હતા; તેઓ તરુણ ને બળવાન્ હતા અને તેમણે પોલાદનાં બક્તર સજ્યાં હતાં. આ પ્રમાણે પઠાણો પર ચારે તરફ હુમલા થયા—મોખરેથી, પાછળથી, અને બંને બાજુ-ઓથી—તેમજ તોપના કાન ફોડી નાખે એવા અવાજ, અને તેથી ઊડતી ધૂળ, અને બંદૂકના ધુમાડાથી તેઓ ગભરાઈ ગયા. પાછલા

સરદારોએ "આગળ" અને આગલા સરદારોએ "પાછળ" એવી પોતાની ટુકડીનાં માણસોને આજ્ઞા કરી. તુર્ક લશ્કર ક્યાં ઊભું છે અને તેમનાં કેટલાં માણસ છે તે કંઈ તેઓ સમજી શક્યા નહિ. પઠાણ લોકોનું લશ્કર એટલું બધું મોટું હતું કે તેમને ઊભા રહી બાણ મારવાની કે ધસારો કરવાની જગા પણ નહોતી તેમજ કઈ બાજુએ ધસારો કરવો તેની પણ તેમને સમજણ પડતી નહોતી; કેમકે તુર્ક સિપાઈઓ દરેક બાજુએ ફરી વળ્યા હતા. આથી તેઓમાં તૂટ પડી અને તેઓ નાઠા.

૧૭. બપોર થતામાં તો બધું સમાપ્ત થઈ ગયું. હજારો પઠાણો રણક્ષેત્રમાં મુડદાં થઈને પડ્યા અને તેમનો બાદશાહ ઈબ્રાહીમ લોદી પણ તેમાં હતો. બાબર આ યુદ્ધનું વર્ણન કરતાં લખે છે કે આ પ્રમાણે ઈશ્વરની કૃપાથી અર્ધા દિવસ જેટલા ટૂંકા વખતમાં આ મોટું લશ્કર ધૂળમાં રગદોળાઈ ગયું.

૧૮. તેજ દિવસે બાબરે એક નાની ઘોડેસવારની ટુકડી સાથે હુમાયૂંને આગ્રાનો કિલ્લો સર કરવા અને ત્યાંના ખજાનાનો કબજો લેવા મોકલ્યો અને એક બીજી ટુકડીને દિલ્હીનો કિલ્લો જીતી લેવા મોકલી. આગ્રામાં કોઈ સરદાર કે રાજાને કોઈ પણ તરેહની ઈજા ન થાય કે કોઈ લૂટી ન લે તેને માટે હુમાયૂંએ પૂરતી સંભાળ રાખી. તોપણ, બાબર પોતાના જીવનચરિતમાં કહે છે તે પ્રમાણે દક્ષિણમાંથી અલાઉદ્દીને એક કીમતી હીરો આણ્યો હતો તે હીરો એક સરદારે કે રાજાએ

પોતાની ખુશીથી હુમાયૂંને આપ્યો. કહે છે કે આખી દુનિયાના દરરોજના ખર્ચના અર્ધ ભાગ જેટલી એ હીરાની કિંમત હતી.

---

## ૨૮. બાબરે પોતાના દીકરા માટે જિંદગી શી રીતે છોડી.

૧. બાબરનું રાજ્ય દિલ્હીમાં લાંબો વખત પહોંચ્યું નહિ. તેને હિંદુસ્તાનમાં રહ્યાને ચાર વરસ થયાં એટલામાં તેનો છોકરો હુમાયૂં જેના પર તેનો ઘણો પ્રેમ હતો તે માંદો પડ્યો. દિવસે દિવસે તેની માંદગી વધારે ભયભરેલી થતી ગઈ અને તેને જીવવાની આશા રહી નહિ. પોતાના વહાલા પુત્ર હુમાયૂંના મરણનો વિચાર તેનાથી સહન થઈ શક્યો નહિ. આવી સ્થિતિમાં શું કરી શકાય તે વિષે તેણે દરબારનાં પવિત્ર માણસોની સલાહ લીધી. તેઓમાંના એકે કહ્યું, " જો તમે ઈશ્વરની બંદગી કરો અને તમારી પાસે જે ઉત્તમ ને કીમતીમાં કીમતી વસ્તુ હોય અને જે દુનિયાની બીજી કોઈ પણ વસ્તુ કરતાં તમને વધારે વહાલી હોય એવી વસ્તુ ઈશ્વરને અર્પણ કરવાનું તમે વચન આપો તો કદાચ તે તમારા પુત્રની જિંદગી બચાવશે."

૨. બાબરે પૂછ્યું, "મારી પાસે ઉત્તમ વસ્તુ કઈ છે?" તેના એક અમલદારે જવાબ દીધો, "એને વિષે કંઈ શક હોવો ન જોઈએ. આગ્રામાં જે મોટો હીરો તમને મળ્યો તે સહુથી કીમતી વસ્તુ છે. તેની કિંમત લાખો રૂપીઆ છે. ઈશ્વરને એ

અર્પણ કરો. એને વેચી નાખો અને તે પૈસા ઈશ્વરને નામે ગરીબ લોકોને વહેંચી આપો."

૩. બાબરે કહ્યું, "એ મોટા હીરો ઘણો કીમતી છે એ વાત ખરી છે, પણ મારી પાસે એક એવી વસ્તુ છે કે તેને હું એ હીરા કરતાં પણ વધારે કીમતી ગણું છું અને તે વસ્તુ તે મારી પોતાની જિંદગી છે. ઈશ્વર મારા પુત્રની જિંદગી બચાવે તો તેને બદલે હું મારી પોતાની જિંદગી અર્પણ કરીશ."

૪. એમ કહી બાબરે ઘુંટણીએ પડી ઈશ્વરની પ્રાર્થના કરી કે હે ઈશ્વર, આ મારો પુત્ર હુમાયૂં મારા મોં આગળ પથારીમાં મરણતોલ માંદો સૂતો છે તેની જિંદગી બચાવ અને તેને બદલે મારી જિંદગી લે. એમ કહી તે ઊભો થયો અને તેની પથારીની ત્રણ વાર પ્રદક્ષિણા કરી અને કહ્યું, "મેં એ લઈ લીધું છે, મેં એ લઈ લીધું છે," એટલે મેં મારા છોકરાનો મંદવાડ લઈ લીધો છે.

૫. ૧૩૦મા પાનાની છબીમાં તમે જોશો તો માલમ પડશે કે હુમાયૂં મરણની શય્યાએ સૂતો છે, એક નોકર ડાબા હાથમાં રાબડીનો પ્યાલો રાખીને જમણે હાથે ચમચાવતી એના મોંમાં રેડે છે, બીજો નોકર બીજો પ્યાલો લાવે છે, દાક્તર એની નાડ તપાસે છે, પાસે બાબર એક શેતરંજી પર ઘુંટણીએ પડીને ઈશ્વરની પ્રાર્થના કરે છે. એની નીચેના મેજ પર દવાની શીશીઓ અને નાના પ્યાલા ગોઠવેલા છે.



હુમાયૂંની માંદગી.

૬. એમ જણાય છે કે ઈશ્વરે બાબરની પ્રાર્થના લક્ષમાં લીધી; કેમકે તે દિવસથી હુમાયૂંનો રોગ ધીમે ધીમે ઓછો થવા માંડ્યો અને આખરે એને તદ્દન આરામ થઈ ગયો. પણ બાબરની તબીઅત બગડવા માંડી, દિવસે દિવસે એની માંદગીમાં વધારો થતો ગયો, અને આખરે એ મરણ પામ્યો.

## ૨૯. એક ભીસ્તીએ હુમાયૂંની જિંદગી બચાવી તે વિષે.

૧. એક પ્રસંગે હુમાયૂં અફગાન રાજા શેરશાહથી ડરી નાસી જતો હતો. બે વચ્ચે સલાહના કોલકરાર થયા પછી અફગાન લોકોએ હુમાયૂંની છાવણી પર રાતે એકાએક હલ્લો કર્યો. તે વખતે લશ્કર ઊંઘતું હતું. તેઓની છાવણી ગંગા નદીને કિનારે હતી.

૨. મુખ્ય અમલદારો સાથે હુમાયૂં નાસી ગયો અને ઘોડા ઉપર સવાર થઈ ગંગા નદીને પેલે પાર જવાનો પ્રયત્ન કર્યો; પણ નદી બે કાંઠે ભરપૂર હતી અને ઘોડાઓથી વેગવાળા પ્રવાહમાં તરી શકાયું નહિ. હુમાયૂં પાણીમાં પડ્યો અને લગભગ ડૂબી જવાની તૈયારીમાં હતો.

૩. એવામાં ત્યાં એક ભીસ્તી પોતાની મશક એટલે ચામડાની પાણી ભરવાની કોથળી પર તરતો હતો. એ મશક હવાથી ભરેલી હતી અને પાણી પર તરતી હતી. ભીસ્તીએ હુમાયૂંને કહ્યું કે તમે તમારા હાથ એ મશકના ઉપર રાખો.

ભીસ્તી અને મશકની મદદથી હુમાયૂં નદીપાર સહીસલામત ઉતરી ગયો. એ ભીસ્તીનું નામ **નિઝ઼ામ મુહમ્મદ સક્કા** હતું. હુમાયૂંએ એને વચન આપ્યું કે તું **આગ્રા** આવીશ તો હું તને ત્રણ કલાક રાજ્યાસન પર બેસવા દઈશ અને એ દર્મિયાનમાં બાદશાહની પેઠે હુકમ કરવા દઈશ.



હુમાયૂંની ગાદીએ બેઠેલો ભીસ્તી.

૪. હુમાયૂં **આગ્રે** પહોંચ્યો તે પહેલાં ભીસ્તી આવી ગયો હતો. તે હુમાયૂંને મળ્યો અને તેણે ત્યાં આપેલું વચન તેને યાદ દેવડાવ્યું. વચન પાળી હુમાયૂંએ તેને ત્રણ કલાક ગાદી પર બેસવા દીધો. પાસેની છબીમાં તમે જુઓ છો કે નિઝ઼ામ

મુહમ્મદ સક્કા બાદશાહની ગાદી પર બેઠેલો છે. એમ કહેવાય છે કે તેણે પોતાની મશકના કાપી નાખીને નાના નાના ગોળ કકડા કર્યા, તે કકડાઓ ઉપર પોતાના નામનો સિક્કો માર્યો, અને તેને સિક્કા તરીકે બહાર પાડ્યા; વળી તેણે પોતાના મિત્ર અને સગાંને કીમતી બક્ષિશો આપવાનો પણ હુકમ કર્યો.

૫. એ ચિત્રમાં તમે જોશો કે દૂર જમના નદી આવેલી છે, અને તેની પાર આગ્રા શહેર આવેલું છે. ભીસ્તી અને તેના દરબારના અમલદારોની પાછળ હુમાયૂંનો તંબુ છે અને હાલ તે તેમાં છાવણી કરીને રહ્યો છે. તેની બહાર પીઠ પર મશક લઈને ભીસ્તીનો બળદ ઊભો છે. જ્યારે છાવણીમાં હોય ત્યારે હુમાયૂં જે ખુરસી પર બેસતો હતો તે ખુરસીજ અહિં રાજ્યાસનને ઠેકાણે મૂકેલી છે.

---

## ૩૦. પાણિપતની બીજી લડાઈમાં અકબર શી રીતે જીત્યો તે વિષે.

૧. અકબર ઇ. સ. ૧૫૫૬માં ગાદીએ બેઠો. બધા મુગલ બાદશાહોમાં તે ઉત્તમ હતો. તે મુસલમાન હતો તોપણ જે હિંદુઓ પર તેણે રાજ્ય કર્યું તે બધા હિંદુઓ તે જીવ્યો ત્યાંસુધી તેના પર પ્રેમ રાખતા હતા. અત્યારસુધી પણ હિંદુઓ તેનાં વખાણ કરે છે અને તે હિંદુ રાજા હોય તેમ તેને વિષે બહુ સારૂં બોલે છે.

૨. તેનો પિતા હુમાયૂં મરણ પામ્યો ત્યારે તેની ઉંમર માત્ર તેર વરસની હતી. નાનો હોવાથી તે પોતે રાજ્યકારભાર ચલાવી શક્યો નહિ. **બહેરામ** એક ઘરડો તુર્કી અમલદાર હતો. તે હુમાયૂંની બેનની સાથે પરણ્યો હતો, **બાબરની** નોકરીમાં હતો, અને તે જીવ્યો ત્યાંસુધી તેની સાથે રહી તેની લડાઈઓમાં સામેલ રહ્યો હતો. હવે તે **અકબરનો** વાલી થયો અને પાંચ વરસ સુધી તેને બદલે તેણે બધો રાજ્યકારભાર ચલાવ્યો.

૩. બાળક હતો ત્યારે પણ **અકબરે** બહાદુરી અને ઉદારતા બતાવ્યાં હતાં. તેનો પિતા હુમાયૂં મરણ પામ્યો કે તરતજ એક હિંદુ સરદાર હિમુ લશ્કર ભેગું કરી તેની સામે ચઢી આવ્યો. જે **પાણિપતના** મોટા મેદાનમાં **બાબરે** પઠાણ સુલતાન ઇબ્રાહીમ **લોદીને** હરાવી દિલ્હીની ગાદી મેળવી હતી તેજ મેદાનમાં હિમુ ને **બહેરામ** વચ્ચે એક મોટું યુદ્ધ થયું. **બહેરામે** હિમુના લશ્કરને નસાડી મૂક્યું. તે સખ્ત ઘાયલ થયો, કેદ પકડાયો, અને તેને **અકબર** પાસે લઈ જવામાં આવ્યો. **બહેરામે** **અકબરને** કહ્યું કે આ શત્રુએ તમારી પાસે તમારૂં રાજ્ય છીનવી લેવાની કોશીશ કરી છે, માટે તરવાર કાઢી એને કાપી નાખો; પણ ઉદાર દિલના **અકબરે** તેમ કર્યું નહિ. તેણે કહ્યું, “એક ઘાયલ થયલા માણસ પર હું શી રીતે પ્રહાર કરી શકું ? એ તો મરણતોલ થઈ રહ્યો છે.” પછી **બહેરામે** તે કેદીને મારી નાખ્યો.

## ૩૧. મેવાડનો બહાદુર રાજા ઉદેસિંહ.

૧. અકબરને તાબે થયો નહિ, તેમજ તેની સાથે દોસ્તી પણ બાંધી નહિ એવો એક રજપૂત રાજા હતો. ચિતોડ વિષે આપણે બહુ વાંચી ગયા છીએ, તેની આસપાસના મેવાડ પ્રાન્તનો એ રાજા હતો અને એનું નામ ઉદેસિંહ હતું. તે એક મોટા એટલે જાડા રાજા તરીકે પણ ઓળખાતો હતો. બાબર સાથે જે બહાદુર ઘરડો રજપૂત રાજા સંગ લડ્યો હતો



ઉદેસિંહ.

તેનો ઉદેસિંહ પુત્ર થતો હતો. અકબરે ચિતોડ પર ચઢાઈ કરીને તે જીતી લીધું; પછી ઉદેસિંહ નાસી જઈ આરાવલીના ડુંગરોમાં ભરાઈ પેઠો અને મરણ પામ્યો ત્યાંસુધી ત્યાં ભરાઈ લડાઈ ચલાવ્યા કરી.

૨. તેના લડવૈયા પુત્ર પ્રતાપસિંહે પણ એ લડાઈ જારી રાખી. તેની નસેનસમાં શૂરવીરનું લોહી વહેતું હતું, અને આ એની છબીમાં એને ચીત્ર્યો છે તેવોજ બરાબર તે



પ્રતાપસિંહ.

હતો. તેણે એવું પણ લીધું કે જ્યાંસુધી ચિતોડનો કિલ્લો હું સર કરી પાછો ન મેળવું ત્યાંસુધી મારા વડવાઓ જેમ સોના-રૂપાની થાળીમાં ખાતા હતા તેમ મારે સોનારૂપાની થાળીમાં ખાવું નહિ, તેમજ રજપૂતરિવાજ પ્રમાણે મૂછના આંકડા વાળવા નહિ, ને ઘાસ સિવાય બીજા કશાની પથારી પર સૂવું નહિ. પણ તેનાથી ચિતોડ જીતી શકાયું નહિ. આ કારણથી તેણે એક નવું શહેર સ્થાપ્યું, અને પિતાના નામ ઉપરથી તેનું નામ ઉદેપુર પાડ્યું.

૩. આજ દિન સુધી ઉદેપુરના રાણાઓ પ્રતાપસિંહની પ્રતિજ્ઞા પાળે છે. તેઓ મૂછના આંકડા વાળેલા રાખતા નથી, તેમજ સોનારૂપાની થાળીમાં જમતા નથી, ને જમે છે ત્યારે તેમાં પાતરાં મૂકીને જમે છે, તેમજ ઘાસ સિવાયની પથારીમાં સૂએ છે તો તેની તળે ઘાસ મૂક્યા વગર સૂતા નથી. હિંદુ-સ્તાનના રજપૂતોમાં તેઓ સહુથી વધારે શુદ્ધ છે એમ કહે-વાય છે; અને અમે મુસલમાનોને કદી વશ થયા નથી, તેમજ અમારા વંશની કોઈ કન્યા મુગલ બાદશાહના કુટુંબમાં પરણી નથી એમ કહેવામાં તેઓ અભિમાન ધરાવે છે.

---

## ૩૨. એક તજી દેવાયલી બાળકી દિલ્હીની રાણી કેવી રીતે થઈ.

### નૂરજહાં–"દુનિયાનું તેજ."

૧. અકબરનો પુત્ર સલીમ ગાદીએ આવ્યો ત્યારે તેણે

જહાંગીર એટલે દુનિયાનો જીતનાર એવું નામ ધારણ કર્યું. તે અકબરના જેવોજ હિંદુઓ તરફ દયાળુ હતો અને એકંદર તેનું રાજ્ય સારૂં હતું. તે ગાદીએ બેઠો ત્યારે તેણે એક "ન્યાયની સાંકળ" બનાવરાવી. તે સોનાની હતી અને સાઠ ફુટ લાંબી હતી. તેનો એક છેડો પોતાના મહેલના એક ઓરડામાં રાખેલો હતો અને બારીમાં થઈને તેને બહાર જમીન પર લટકાવેલી હતી. તેના પર સાઠ સોનાની ઘંટડીઓ હતી. જે એમ ધારે કે મારી તરફ ક્રૂરતા બતાવવામાં આવી છે કે મને અન્યાય થયો છે તેને એ સાંકળ ખેંચી ઘંટડીઓ વગાડી બાદશાહને બોલાવવાની છૂટ હતી; પણ કોઈ પણ માણસે બહાદુર થઈ કદી પણ એમ કર્યું હોય એમ આપણા જાણવામાં આવ્યું નથી.

૨. અકબરના રાજ્યમાં તુર્કસ્તાનમાં ગિઆસ બેગ નામનો એક ઇરાની રહેતો હતો. તેનો પિતા એક વખત એક મોટા દેશનો સુબો હતો, પણ તેની પાસે જે કંઈ હતું તે બધું તે ખોઈ બેઠો હતો અને તેનો દીકરો એવી તો ગરીબ હાલતમાં આવી ગયો હતો કે પોતાનું તેમજ પોતાની સ્ત્રીનું ગુજરાન ચલાવવા શો ધંધો કરવો તેની તેને સમજણ પડતી નહોતી. તેને લખતાં વાંચતાં સારી રીતે આવડતું હતું. કોઈએ તેને કહ્યું કે તમે હિંદુસ્તાન જાઓ. ત્યાં તમારા જેવા માણસોને જરૂર ધંધો રોજગાર મળે છે.

૩. આ ઉપરથી તેણે પોતાની પાસે એક ઘરડું ટટ્ટુ હતું

તે પર સ્ત્રીને બેસાડી અને તે ટટ્ટુની બાજુએ પોતે ચાલવા માંડ્યું. એમ તે બંને જણાં હિંદુસ્તાન જવાને રસ્તે નીકળ્યાં. વતન છોડીને નીકળ્યા પછી થોડે દહાડે તે સ્ત્રીને રસ્તામાં એક બાળકી અવતરી. તે એવી તો ખૂબસૂરત હતી અને મોં મલકાવતી ત્યારે સૂર્યનાં કિરણના જેવો એવો તો સુંદર પ્રકાશ નીકળતો હતો કે તેના પિતાએ તેનું નામ 'મિહ્ર' (મિહિર કે સૂર્ય) પાડ્યું.

૪. હિંદુસ્તાન પહોંચવાનો માર્ગ ઘણો લાંબો હતો, રસ્તામાં ટાઢ સખ્ત હતી, પવન ઠંડો વાતો હતો, અને ઘાટો બરફથી ભરપૂર હતા. ગિઆસે પોતાની સાથે જે ખોરાક રાખ્યો હતો તે થોડા વખતમાં ખપી ગયો. તેનું ટટ્ટુ રસ્તામાં પડી ગયું ને મરણ પામ્યું; અને તેની એવી કોમળ, ને નબળી સ્ત્રી હતી કે તેનાથી ભાગ્યેજ ચાલી શકાતું હતું. તેનાથી પોતાની સ્ત્રીને તેમજ તે બાળકીને બંનેને ઊંચકી શકાયાં નહિ, તેથી તેણે તે નાની છોકરી મિહ્રને એક ઝાડી તળે મૂકી દીધી અને તેમ કરવામાં એવી આશા રાખી કે એ રસ્તે થઈને કોઈ આવશે તે એને ઉપાડી લેશે; પણ તેને મૂકી દઈને તે થોડેકજ ગયો હશે એટલામાં તેની સ્ત્રીને એ વાત માલમ પડી. તેણે જાણ્યું કે બાળકીને રસ્તે મૂકી દીધી છે, તેથી તેણે પતિને કહ્યું કે "જાઓ, જઈને એને પાછી લાવો."

૫. તે ઝાડી આગળ તે પહોંચ્યો કે ત્યાં તેણે એક મોટો કાળો નાગ જોયો. તેણે મોં ઉઘાડી પહોળું કર્યું હતું ને

તે છોકરીને ગળી જવાની તૈયારીમાં હતો. તેણે તે સાપને મારી નાખ્યો, બાળકીને બચાવી શકાય એવે યોગ્ય વખતે તે ત્યાં આવી પહોંચ્યો તેને માટે તેણે ઈશ્વરનો પાડ માન્યો, અને તે છોકરીને તેની મા પાસે પાછી લઈ ગયો. એવામાં ત્યાં કેટલાંક માણસો ઊંટ ઉપર આવી ચઢ્યાં. તેમણે ગિઆસને ખાવાનો ખોરાક પૂરો પાડ્યો અને તેને, તેની સ્ત્રીને, ને છોકરીને મદદ કરી તેથી તેઓ હિંદુસ્તાન પહોંચ્યાં.

૬. દિલ્હી પહોંચ્યા પછી તરતજ તે ઇરાનીને દરબારમાં નોકરી જડી આવી; અને તે કાબેલ પુરુષ હતો તેથી નોકરીમાં ધીમે ધીમે ઊંચી પાયરીએ ચઢ્યો. આખરે અકબરે તેને પોતાના દરબારનો એક મુખ્ય અમલદાર બનાવ્યો અને એતિમાદ—ઉદ્—દૌલા એટલે ‘રાજ્યનો વિશ્વાસુ’ એવો ખિતાબ બક્ષ્યો. તે બાળકી મિહ્ર ધીમે ધીમે મોટી થઈ અને દિલ્હીનો સર્વે સ્ત્રીઓ કરતાં વધારે ખૂબસૂરત ને મધુર કાન્તિવાળી થઈ.

૭. એ વખતે અકબરના દરબારમાં એક બહાદુર ઇરાની સરદાર હતો, તેનું નામ શેર અફ્ગાન એટલે વાઘને મારનાર હતું; કેમકે એક વખતે તેણે તરવારના એકજ ઘાથી એક વાઘને કાપી નાખ્યો હતો. મિહ્ર સાથે પરણવાની તેણે ઇચ્છા બતાવી અને તે વાત મિહ્રે કબૂલ કરી. તેના પિતાએ પણ કહ્યું, “ભલે તું એમ કર, મારે કંઈ હરકત નથી.”

૮. ત્યાર પછી થોડો વખત રહીને અકબરના વડા પુત્ર સલીમની નજર પણ તે કન્યા પર પડી અને તેણે તેના બાપને કહ્યું કે તમારી પુત્રીનાં લગ્ન મારી સાથે કરો. તેણે કહ્યું કે મેં શેર અફ્ગાનને પરણાવાનું વચન આપ્યું છે અને તમારા જેવા શાહજાદાની ખાતર પણ હું મારૂં વચન તોડી શકતો નથી. આ પ્રમાણે મિહ્રને શેર અફ્ગાન સાથે પરણાવવામાં આવી અને તેને પરણી તેની સાથે તે બંગાળા ગઈ.

૯. સલીમ બાદશાહ થયો એટલે હવે તે પોતાની મરજીમાં આવે તેમ કરવા શક્તિમાન્ થયો. તેણે લશ્કર મોકલી હુકમ કર્યો કે શેર અફ્ગાનને મારી નાખો અને તેની સ્ત્રીને જોરજુલમથી પકડી લાવો. લશ્કરનાં માણસોએ શેર અફ્ગાનના પ્રાણ લીધા અને એ ઘાતકી કામ કર્યા પછી તેની સ્ત્રી મિહ્ર જે હવે વિધવા થઈ હતી તેને પકડી તેની નાની છોકરી સાથે દિલ્હીમાં બાદશાહ પાસે લઈ ગયા. જહાંગીરે તેનું નામ બદલી નાખી નૂર–મહેલ એટલે મહેલનું તેજ એવું નામ પાડ્યું અને તે પોતાની સાથે પરણે એવી તેને ઇચ્છા થઈ.

૧૦. પણ તે સ્ત્રીને પોતાના વહાલા ધણીના મરણથી ઘણો શોક થયો હતો. બાદશાહે તેને મારી નંખાવ્યો હતો તેથી તે તેના પર ઘણી ગુસ્સે થઈ હતી. ઘણો વખત સુધી તો તે જહાંગીર સાથે બોલી નહિ કે તેનું મોં સુદ્ધાં જોયું નહિ.

આખરે ૭ વરસ થયાં ત્યારે તેને લાગ્યું કે હવે શોક કરતાં ઘણો વખત થયો છે, તેથી તેણે બાદશાહને કહ્યું કે હું તમારી સાથે પરણીશ.

૧૧. જહાંગીર ખુશ ખુશ થઈ ગયો અને વળી તેનું નામ બદલી નૂરજહાં એટલે દુનિયાનું તેજ એવું પાડ્યું. તેમનાં લગ્ન ભારે ઠાઠથી ઉજવવામાં આવ્યાં અને તે સમયથી રાજ્યનો ખરો કારભાર નૂરજહાંના હાથમાં હતો. બાદશાહ તેની મરજી મુજબ તેને વર્તવા દેતો હતો; કારણ કે તેને ખાતરી હતી કે મારા કરતાં તે ઘણી સારી રીતે રાજ્ય ચલાવી શકશે. તેણે કહ્યું, "મારે તો માત્ર ખાવાને સારૂ પુષ્કળ ઉત્તમ ખોરાક ને પીવાને સારૂ સારો દારૂ જોઈએ છે, બીજા કશાની જરૂર નથી." રાજ્યના તમામ હુકમ નૂરજહાં કાઢતી હતી. તેણે તેના વૃદ્ધ પિતાને ને ભાઈને દરબારના મુખ્ય ઉમરાવ બનાવ્યા. આ પ્રમાણે તમે જોયું કે રસ્તા ઉપર ઝાડી નીચે જે ગરીબ કુમારિકાને તજી દેવામાં આવી હતી તે પાછળથી એક મોટી બેગમ થઈ ને સઘળો રાજ્યકારભાર તેણે ચલાવ્યો!

---

## ૩૩. શાહજહાંએ તાજમહેલ શી રીતે બાંધ્યો.

૧. મુગલ બાદશાહોમાં વૈભવનો સર્વથી વધારે શોખીલો પાંચમો બાદશાહ હતો ને તે જહાંગીરનો પુત્ર હતો. તેનું નામ

શાહજહાં એટલે દુનિયાનો બાદશાહ હતું. તેણે મોટાં શહેરો વસાવ્યાં, ભવ્ય મહેલો બંધાવ્યા, અને મોટી મોટી કબરો ને મસીદો બંધાવી. એ બધાં મકાનો હિંદુસ્તાનમાં ઉત્તમ ગણાય છે.

૨. શાહજહાંની બેગમનું નામ મુમતાઝ મહેલ હતું ને તે એક સુંદર ઈરાની સ્ત્રી હતી. નૂરજહાંની તે ભત્રીજી હતી. તેણે બાદશાહ સાથે ઘણાં વરસ સુખમાં ગાળ્યાં અને તેને ઘણાં છોકરાં થયાં હતાં. તે બાદશાહને બહુ ચહાતી હતી અને બાદશાહ પણ તેના પર બહુ વહાલ રાખતો હતો.

૩. તેને પરણ્યાને ચૌદ વરસ થયા પછી તેને ભારે મંદવાડ આવ્યો, બાદશાહને બહુ ચિન્તા થઈ, અને તેની પથારી પાસેથી એક ઘડી પણ તે ખસતો નહોતો; પણ દિવસે દિવસે તેનો મંદવાડ વધતો ગયો, માંદગી વધારે ભયંકર થતી ગઈ, અને આખરે એમ માલમ પડ્યું કે તેની ઘડી ભરાઈ ચૂકી છે ને મરવાનો સમય ઘણો નજીક છે. બાદશાહની આંખમાં પાણી ભરાઈ આવ્યાં ને રોતાં રોતાં તેણે પૂછ્યું કે તારી તરફનો મારો પ્રેમ જાહેર કરવા માટે શું કરવું. મરવાની તૈયારીમાં આવેલી બેગમે જવાબ દીધો, "જો તમારો પ્રેમ મારા પર સાચો હોય તો મારા મરણ પામ્યા પછી મારૂં સ્મરણ તાજું રાખજો અને મારા શબની ઉપર એવી સુંદર કબર ચણાવજો કે તેથી મારૂં નામ હમેશ કાયમ રહે."

૪. મરતી બેગમે જે માગ્યું તેમ કરવાનું બાદશાહે તેને વચન આપ્યું અને તે વચન તેણે પૂરેપૂરૂં પાળ્યું. તેને માટે તેણે એક રોનકદાર કબર બંધાવી અને તેનું નામ બેગમના નામ ઉપરથી મુમતાઝ કે મુમતાઝ મહેલ પાડ્યું. લોકો તેને ટુંકામાં તાજમહેલ કહે છે. દુનિયામાં એ ઉત્તમમાં ઉત્તમ કબર છે અને એની પાછળ જેટલો ખર્ચ થયો છે, તેટલો બીજી કોઈ કબર પાછળ થયો નથી. આગ્રામાં જમના નદીના કિનારા ઉપર એ ભવ્ય મકાન આવેલું છે અને જાણે કાલેજ બંધાયું હોય એવું તાજું માલમ પડે છે. એ શુદ્ધ સફેદ આરસ-પહાણનું બાંધેલું છે. એને બાંધતાં ત્રીસ વરસ થયાં અને એની પાછળ ત્રીસ લાખ રૂપીઆ ખર્ચ લાગ્યો છે.

---

## ૩૪. શિવાજી દિલ્હીમાં બાદશાહ પાસે શી રીતે ગયો.

૧. દિલ્હીમાં મુગલ બાદશાહ ઔરંગઝેબ રાજ્ય કરતો હતો ત્યારે શિવાજીએ દક્ષિણમાં પોતાનું નવું રાજ્ય સ્થાપ્યું હતું. એક મોટા રજપૂત રાજા જયસિંહ સાથે ઔરંગઝેબે તેને સંદેશો મોકલ્યો કે તમે મારી પાસે દિલ્હીમાં આવશો અને મને બાદશાહ તરીકે કબૂલ કરશો તો હું તમારી સાથે માનથી વર્તીશ અને તમને મારા લશ્કરમાં એક મુખ્ય અમલ-દારની પદવી આપીશ.

૨. પછી શિવાજી પોતાની સાથે પાંચસેં ઘોડેસવાર

અને એક હજાર પાયદલનું લશ્કર લઈ **આગ્રા** જવા નીકળ્યો. બાદશાહ ત્યાં દરબાર ભરતો હતો. **શિવાજી**એ નવ વરસના પોતાના પુત્ર **શંભાજી**ને સાથે રાખ્યો હતો. તેજ વખત જયસિંહનો પુત્ર **રામસિંહ** બાદશાહના દરબારમાં હતો તેને જયસિંહે **શિવાજી** વિષે લખી જણાવ્યું હતું અને હુકમ કર્યો હતો કે એને કોઈ પણ તરેહની ઈજા ન થાય તે વિષે સંભાળ રાખજે; કેમકે મેં એને વચન આપ્યું છે.

૩. જ્યારે **શિવાજી આગ્રા** પહોંચ્યો અને ૩૦,૦૦૦ રૂપીઆની નઝ્ર એટલે બખ્શિશ બાદશાહના પગ આગળ ભેટ કરવા દરબારમાં ગયો, ત્યારે બાદશાહે તેનો જોઈએ તેવો સત્કાર કર્યો નહિ. **ઔરંગઝેબ**ના મનમાં એમ હતું કે હું કેવો મોટો છું અને મારી આગળ **શિવાજી**ને કેવો નાનો ને નબળો ગણું છું તેનું તેને બરાબર દર્શન કરાવવું. આથી તેને રાજ્યના મોટા ઉમરાવોમાં બેસવાની જગા આપી નહિ, પણ એક નાના સરદાર જેવો ગણી કાઢ્યો અને હુકમ કર્યો કે ત્રીજા દરજ્જાના રાજાઓની પાછળ ઊભા રહો.

૪. **શિવાજી** એમ ધારતો હતો કે મારો દરજ્જો દરબારમાં બેઠેલા કોઈ પણ રાજા કે મુગલ ઉમરાવ જેટલોજ છે. એમ કહેવાય છે કે **ઔરંગઝેબ**ની આવી વર્તણુકથી તેની આંખ ગુસ્સાથી લાલચોળ થઈ ગઈ; તેનો શ્વાસ રૂંધાઈ ગયો, અને ક્રોધના આવેશમાં તે બેશુદ્ધ થયો. જ્યારે તેને ભાન

આવ્યું ત્યારે પોતાની પાસે બેઠેલાઓને તેણે ઘાંટો પાડીને કહ્યું, "મને બાદશાહે છેતર્યો છે અને તે મારી સાથે વર્ત્યો છે તેવી વર્તણુક હું સહન કરનાર નથી." પછી તેને બાદશાહે દરબારમાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો અને કહ્યું કે ફરી બોલાવું તે પહેલાં તમારે અહિં આવવું નહિ. બાદશાહને માટે કે તેના દરબારના કોઈ પણ અમલદારને માટે તેને લેશમાત્ર પણ દરકાર ન હોય એવી રીતે ગંભીર અને મગરૂરી દર્શાવનારો ચહેરો ધારણ કરી શિવાજી દરબારમાંથી ચાલતો થયો.

૫. બાદશાહે તેને ધારી ધારીને જોયો, પણ તે વખતે તે એક શબ્દ પણ બોલ્યો નહિ. દરબારમાં જે જે ઉમરાવો હતા તે બધા તે મરાઠા રાજાની બહાદુરી જોઈ આશ્ચર્ય પામ્યા અને તેમને એમ લાગ્યું કે આજ સ્થળે બાદશાહ તેને મારી નંખાવશે. એક ગ્રન્થકારે એ વિષે આપણને એક સુંદર વાત કહી છે. એમ કહે છે કે તે વખતે ગોખમાં રિવાજ પ્રમાણે પડદાની પાછળ દરબારની બીજી સ્ત્રીઓની સાથે ઔરંગઝેબની સુંદર પુત્રી ઊભી હતી અને આ બધું જોયાં કરતી હતી.

૬. તે માયાળુ હઈયાવાળી સ્ત્રીના પર શિવાજીના મર્દાઈ ને બહાદુરીભરેલા ચહેરાથી એટલી બધી અસર થઈ કે તેણે પોતાના બાપને આજીજી કરીને કહ્યું કે એને ઈજા કરશો મા અને એજ કારણને લીધે તે વખતે બાદશાહે તેને

કંઈ પણ નુકસાન કર્યું નહિ. એ શાહજાદીનું નામ ઝેબ-ઉન-નિસા એટલે સ્ત્રીઓનું ભૂષણ હતું.


ઝેબ-ઉન-નિસા

૭. શાહજાદી એક સુંદર અને હોશિયાર કુમારિકા હતી. તેનો પિતા સખ્ત હતો તોપણ તેના પર તેને ઘણું વહાલ હતું અને હમેશ તેની તરફ માયાળુ હતો. તેણે ફારસીમાં એક સુંદર કાવ્યનું પુસ્તક રચ્યું છે, તે હજી પણ વાંચવું હોય તો મળી શકે છે. તે આખી જિંદગી કુંવારી રહી હતી; કેમકે ઘરડા પિતાની પાસે રહી તેની સંભાળ લેવાનું તેને બહુ મન હતું. આગળ જ્યારે શિવાજી અને તેનો પુત્ર બંને મરણ પામ્યા ત્યારે તેણે શિવાજીનો નાનો પૌત્ર શાહુ, જેને કેદી તરીકે ઔરંગઝેબની છાવણીમાં પકડી લાવવામાં આવ્યો હતો, તેની પોતે સંભાળ લીધી અને તેની સાથે બહુ માયાળુપણાથી વર્તી.

---

## ૩૫. શિવાજી ઔરંગઝેબની પાસેથી શી રીતે નાસી ગયો.

૧. શિવાજીને રહેવા માટે જે ઘર આપ્યું હતું તેમાં તે પેઠા કે તરતજ તે ઘરની આસપાસ સખ્ત ચોકી મૂકવામાં

આવી. તેના નોકરોને બહાર જવાની ને અંદર આવવાની રજા હતી, પણ તેને કે તેના છોકરાને ઘર છોડીને જવાની રજા નહોતી. એક બે દિવસમાં **રામસિંહ** તેને મળવા ગયો અને તેને ખબર કરી કે તમારે સંભાળ રાખવી; કેમકે તમારી જિંદગી ભારે જોખમમાં છે. તેણે વધારામાં કહ્યું કે મારાથી બનશે તો તમને નાસી જવામાં હું મદદ કરીશ; કેમકે મારા પિતાએ તમને વચન આપ્યું છે કે તમને કંઈ ઈજા થશે નહિ.

૨. **શિવાજીને** હવે માલમ પડ્યું કે હું **મુગલ** બાદશાહના અધિકાર નીચે આવ્યો તેમાં મેં મોટી ભૂલ કરી છે. અહિંથી નાસી નહિ જાઉં તો મારી જિંદગીનો નાશ થશે એમ તે ખુલ્લી રીતે સમજી શકતો હતો. જો લડાઈ થાય તો તેનો બચાવ કરવાને તેની પાસે પૂરતું લશ્કર નહોતું. એ લશ્કરને ભયમાંથી બહાર શી રીતે કાઢવું તે એનો પહેલો વિચાર હતો. તેણે બાદશાહને લખીને એવી અરજ કરી કે મને મારા ૧,૫૦૦ મરાઠા સિપાઈઓને તેમને વતન પાછા મોકલવાની રજા આપો; કેમકે હિંદુસ્તાનનાં હવાપાણી તેમને માફક આવતાં નથી."

૩. **બાદશાહે શિવાજીએ** કરેલી અરજ ખુશીથી સ્વીકારી. તેણે વિચાર્યું કે ખરૂં જોઈએ તો આ મરાઠા રાજા મૂર્ખ છે; કેમકે તે પોતાનાં માણસોને મોકલી દે છે. હવે તો એ તદ્દન મારી સત્તામાં આવશે અને મારી મરજીમાં આવશે તેમ હું એની સાથે વર્તી શકીશ. મરાઠા સિપાઈ ગયા અને તે ગયા એટલે

શિવાજી અને તેના છોકરા પર રાખેલો પહેરો અગાઉ જેટલો સખ્ત નહોતો.

૪. પછી શિવાજીએ કહ્યું કે મારી તબીઅત બહુ બગડી છે. તેને બહુ વેદના થતી હોય તેમ નીસાસા મૂકવા લાગ્યો, મોટેથી કલ્પાંત કરવા લાગ્યો, અને પથારીવશ થયો. એક બે દિવસમાં તેણે એમ કહ્યું કે મારી તબીઅતમાં સહજ સુધારો થયો છે, પણ હજી પથારીમાંથી ઊઠી શકાતું નથી. તેની પાસે મીઠાઈના ભરેલા કેટલાક મોટા ટોપલાઓ હતા અને તેમાં માખી ન પેસે માટે તેને સાવચેતીથી ઢાંકી મૂકયા હતા. એમાંના બે-ત્રણ ટોપલાઓ દરરોજ એનાં માણસો બહાર લઈ જતાં હતાં અને શિવાજી કહેતો હતો કે ઈશ્વરે મને મરતો બચાવ્યો અને મારી તબીઅતમાં સુધારો થતો જાય છે, તેથી એ ટોપલામાંની મીઠાઈ ગરીબને વહેંચવાને મોકલું છું.

૫. બહારના ચોકીદારો આવા ટોપલા ઘણા દહાડા થયાં જોતા હતા તેથી તેમને તેમાં કંઈ શક ઉત્પન્ન થયો નહિ અને ત્યારપછી તેઓ તેમને અટકાવ્યા વિના જવા દેતા. આમ થયું એટલે શિવાજી જે નીચો ને પાતળો હતો તે એક ટોપલામાં બેસી ગયો અને શંભાજી બીજા ટોપલામાં બેઠો. નોકરો તે ટોપલાઓને ઊંચકી દરવાજા બહાર લઈ ગયા અને ચોકીદારોએ જાણ્યું કે તે મીઠાઈના ભરેલા છે તેથી તેમણે તેને જવા દીધા.

૬. શિવાજીનો એક નોકર તેના જેવોજ નાજુક ને પાતળા બાંધાનો હતો. જે ખાટલા પર શિવાજી સુતો હતો તે પર તેને

બદલે પોતે સૂઈ રહ્યો. તેનું નામ હીરાજી હતું. તેણે માથે સુંદર મલમલનો ફેંટો વીટાળ્યો અને સૂઈ રહ્યો હોય એવો ઢોંગ કર્યો. એક આંગળીએ **શિવાજી**ની વીંટી પહેરી તે હાથ તેણે ખાટલા ઉપરથી લટકતો રાખ્યો. આમ કરવામાં તેની મતલબ એવી હતી કે કોઈ ત્યાં આવી ચઢે તો તેને એમજ લાગે કે **શિવાજી** સૂતો છે.

૭. **શિવાજી** ને તેનો છોકરો સહીસલામત બહાર નીકળી ગયા. તેઓ તરતજ **આગ્રા** છોડી ચાલ્યા અને એક જંગલમાં આવી પહોંચ્યા. ત્યાં **રામસિંહે** તેમને માટે ઘોડા તૈયાર રાખ્યા હતા. તે આખી રાત તેઓએ પૂર પાટે ઘોડા દોડાવ્યા અને એમ કરતાં તેઓ એક દૂરના શહેરમાં પહોંચ્યા. અહિં **શિવાજીએ** દાઢીમૂછ મુડાવી નાખ્યાં અને તેણે તેમજ **શંભાજીએ** આખે શરીરે રાખ ચોળી એટલે તેઓ સંન્યાસી કે ભીખારી જેવા દેખાયા. તેની સાથે જે નોકરો આવ્યા હતા તેમણે પણ તેજ પ્રમાણે કર્યું. તેમની પાસે જવાહીર ને સોનાના સિક્કા હતા અને તે તેમણે ચાલતી વખતે સાથે રાખેલી પોલી લાકડીમાં સંતાડ્યાં હતાં. એક હીરો ને એક માણેક એવાં કીમતી હતાં કે તે દરેકની કિંમત એક લાખ રૂપીઆ હતી. એ તેમણે મીણની ડબ્બી કરી તેમાં રાખ્યાં હતાં. એ ડબ્બી **શિવાજીએ** પોતાની લાકડીમાં રાખી હતી. એક જગાએ પોલીસના ઉપરી અમલદાર ફોજદારે તેને પકડ્યો અને **શિવાજીએ** તેને પોતાના હીરા ને માણેક લાંચમાં આપ્યાં ત્યારેજ ફોજદારે તેને છૂટો મૂક્યો.

૮. બીજે દિવસે એક જાસૂસે આવી શિવાજીને જે મહેલમાં રાખ્યો હતો તે મહેલના ચોકીદારને ખબર આપી કે મેં શિવાજીને જંગલમાં જોયો. આ ઉપરથી તે ચોકીદારોમાંનો એક જે ઓરડામાં શિવાજી સૂતો હતો ત્યાં ગયો અને તેને જોઈ તરતજ પાછા ફરી કહ્યું કે જાસૂસની ખબર ખોટી છે; શિવાજી તો પોતાના ખંડમાં સૂતેલો છે. બેત્રણ કલાક રહીને બીજો એક જાસૂસ આવ્યો અને તેણે ચોકીદારોને ખબર આપી કે મેં શિવાજીને રસ્તા પર સવારી કરતાં દીઠો છે; વળી બીજો ચોકીદાર શિવાજીના ઓરડામાં તપાસ કરવા ગયો અને ધારી ધારીને જોયું. તેણે જોઈ આવી મુખ્ય ચોકીદારને કહ્યું કે જાસૂસની ખબર નહિ માનવા જેવી છે; કેમકે મેં હાથે શિવાજીની વીંટી બરોબર દીઠી છે.

૯. હીરાજીએ વિચાર્યું કે હવે નાસી જવું જોઈએ. તેણે ધાર્યું કે હવે શિવાજી સહીસલામત સ્થળે પહોંચી ગયા હશે. તે પથારીમાંથી ઊઠ્યો, હમેશનો પોશાક પહેર્યો, અને બહાર નીકળતાં ચોકીદારને કહ્યું કે મારા રાજા સાહેબની તબીઅત ઠીક નથી તેથી હું તેમને માટે દવા લાવવા બજારમાં જાઉં છું. તે ગયો તે ગયો, પાછો આવ્યોજ નહિ. સાંજે એક ત્રીજો જાસૂસ દોડતો દોડતો આવ્યો અને તેણે ખબર આપી કે અહિંથી પચાસ માઈલના અંતર પર મેં શિવાજીને જોયો છે. આ વખતે મુખ્ય ચોકીદાર જાતે તપાસ કરવા ગયો અને સૂતા માણસને જગા-

ડીને જોવાનો તેણે વિચાર કર્યો. તેને તપાસ કરતાં જણાયું કે ખરો શિવાજી તો નાસી ગયો છે. તેણે બાદશાહને કહાવી મોકલ્યું કે પંખી તેના પાંજરામાંથી ઊડી ગયું છે.

૧૦. શિવાજી, તેનો છોકરો, અને નોકરો દિવસે જેમ બને તેમ જલદી રસ્તો કાપતા અને રાત્રે વીસામો લેતા. કાશી ગયા ત્યારે તે બધા ગંગાજીમાં નહાવા ગયા. ત્યાં શિવાજીએ ઠેઠ પુનેથી નહાવા આવેલા પોતાના કુટુંબના આચાર્યને જોયા. શંભાજી બાળક હતો તેથી ચાલી ચાલીને છેક થાકી ગયો હતો, અને બીજાઓની સાથે તેનાથી ઝડપથી ચાલી શકાતું નહોતું; તેથી શિવાજીએ તેને પોતાના આચાર્યને હવાલે કર્યો. ત્યાર-પછી તેઓ એક ગામથી બીજે ગામ ને એક શહેરથી બીજે શહેર એમ જલદી રસ્તો વટાવવા લાગ્યા. દરરોજ પોતાનો પોશાક બદલતા હતા અને પ્રસંગે પ્રસંગે ઝાડીઓમાં સંતાઈ રહેતા હતા.

૧૧. તેઓને ઘણો લાંબો રસ્તો કાપવાનો હતો, અને પશ્ચિમ ઘાટમાં આવેલા પોતાને વતન પાછાં પહોંચતાં તેમને છેક નવ માસ લાગ્યા. એ વતનમાંથી ઔરંગઝેબ બાદશાહને શિવાજી મળવા ગયો ત્યારે તે એક સુંદર હાથી પર બિરાજ્યો હતો, મોટા રાજાનો પોશાક પહેર્યો હતો, અને તેની આગળ હજારો મરાઠા ઘોડેસવારો ચાલતા હતા. તે એ વતન પાછો ફર્યો ત્યારે એક અર્ધા નાગા સંન્યાસીના પહેરવેશમાં હતો અને તેણે આખે ડીલે રાખ ચોળી હતી. તે માને પગે પડ્યો ત્યારે તે તેને

ઓળખી શકી નહિ, પણ તેને બોલતાં સાંભળ્યો ત્યારે તરત ઓળખ્યો ને રાજી રાજી થઈ જઈ છાતી સરસો દાબ્યો.

---

## ૩૬. પાણિપતનું ત્રીજું યુદ્ધ. મરાઠાઓ અફગાન લોકો સાથે લડવા કેવી રીતે તૈયાર થયા.

૧. પાણિપતનું વિશાળ મેદાન દિલ્હીની ઉત્તરે આસરે ૫૦ માઇલને છેટે આવેલું છે. એ ઘણું પ્રાચીન અને ઘણું પ્રસિદ્ધ રણક્ષેત્ર છે.

૨. અગાઉ વર્ણવી ગયા તે પ્રમાણે અહિં કાબુલના બાદશાહ બહાદુર બાબરે ૧૩,૦૦૦ મજબૂત તુર્ક સિપાઈઓ સાથે દિલ્હીના પઠાણ બાદશાહની સરદારી નીચેના મોટા લશ્કરને હઠાવી કાઢ્યું હતું, અને ઇ. સ. ૧૫૨૬ માં એ રીતે તેણે મુગલ રાજ્ય સ્થાપ્યું હતું.

૩. અહિં મુગલ રાજ્યના તુર્કી કારભારી બહેરામે તેર વરસના બાળક અકબરની સાથે હિંદુ સરદાર હિમુને હરાવ્યો હતો અને પોતાના તરુણ સ્વામી અકબરને દિલ્હીની ગાદીએ બેસાડી તેની સત્તા દૃઢ કરી હતી. આ બીજી લડાઈ, પહેલી લડાઈ પછી ત્રીસ વરસ રહીને ઇ. સ. ૧૫૫૬ માં થઈ હતી.

૪. અહિં, એજ વિશાળ રણક્ષેત્રમાં, આસરે બસેં વરસ રહીને કાબુલના એક બીજા બાદશાહે હિંદુઓની મોટી

ફોજને હરાવી હતી અને મરાઠા લોકોની સત્તા તોડી પાડી હતી. એ લોકોનો પરાજય ન થયો હોત તો મુગલ લોકો પછી એઓ હિંદુસ્તાનના રાજ્યકર્તા થયા હોત. પાણિપતની ત્રીજી લડાઈ ઇ. સ. ૧૭૬૧ માં થઈ હતી.

૫. ઔરંગઝેબના મરણ પછી મરાઠાઓ દિન પર દિન વધારે પ્રબળ થયા; તોપણ શિવાજીની પછીના રાજાઓ તેના જેવા બળવાન્ કે હોશિયાર નહોતા. થોડા વખત પછી તેમના મુખ્ય પ્રધાન, જેઓ બ્રાહ્મણ હતા, તેમણે બધી સત્તા પોતાના હાથમાં લઈ લીધી અને ખરા રાજ્યકર્તા તેઓ થઈ પડ્યા. એ પ્રધાનોએ "પેશ્વા" એટલે મોખરાનો માણસ કે નાયક, એવી પદવી ધારણ કરી. કોઈ પણ પેશ્વા મરણ પામે ત્યારે તેનો પુત્ર તેને ઠેકાણે પેશ્વા થતો.

૬. પુનામાં રાજ્યકર્તા હતા તે પેશ્વાઓ ઉપરાંત, આપણે વાંચી ગયા તે પ્રમાણે ચાર મોટા મરાઠા સરદારો રાજા થઈ પડ્યા હતા અને તેમણે રાજ્યો સ્થાપ્યાં હતાં. તેઓ સિંધિઆ, હોલકર, ગાયકવાડ, અને ભોંસલેના નામથી પ્રસિદ્ધ હતા.

૭. ઔરંગઝેબના મરણ પછી પચાસ વરસે ત્રીજા પેશ્વા બાજીરાવે જોયું કે મુગલ રાજ્ય હવે બહુ નબળું પડી ગયું છે, તેથી તેણે ધાર્યું કે હજાર વરસ ઉપર વિક્રમાદિત્યે જેમ શક લોકોને હાંકી કાઢ્યા હતા, તેમ મરાઠાઓએ મુસલમાની રાજ્યનો

અન્ત આણવાનો હવે સમય આવ્યો છે. તે એમ કહેતો કે મુગલ રાજ્ય એક ઘરડા ઝાડની કરમાયલી ડાળી જેવું છે. આપણે ઝાડના મૂળ ઉપરજ કુહાડી મારવી. ડાળીઓ કાપવાની કંઈ જરૂર નથી. તે તો તેની મેળેજ પડી જશે. તેના કહેવાનો અર્થ એવો હતો કે મરાઠાઓ દિલ્હીને તાબે કરે અને મુગલ બાદશાહનો નાશ કરે તો પછી રાજ્યના પ્રાન્તો જે સુબાઓના હાથ નીચે છે તે તો સહેલાઈથી તેમના હાથમાં આવી જશે. તોપણ તેને પ્રથમ **માળવા** પ્રાન્ત જીતી લેવો એ ઉત્તમ છે એમ લાગ્યું; કેમકે એ પ્રાન્ત એના પોતાના દેશ **મહારાષ્ટ્ર** અને **દિલ્હી**ની વચ્ચે આવ્યો છે. **સિંધિઆ**એ ઉત્તર દિશા તરફનો અર્ધો ભાગ જીતી લીધો અને **ગ્વાલિઅર**ને પોતાની રાજધાની બનાવી. **હોલકરે** દક્ષિણ તરફનો અર્ધ ભાગ જીતી લઈ ઇંદોરને રાજધાની કરી.

૮. પછી **બાજીરાવે** પોતાના લશ્કરને કસરત આપવામાં અને તેને બળવાન્ બનાવવામાં કેટલાંક વર્ષ ગાળ્યાં; પણ **દિલ્હી** ઉપર ચઢાઈ કરી શકે તે અગાઉ તો તે મરણ પામ્યો અને તેનો છોકરો **બાલાજીરાવ** તેની પછી પેશ્વા થયો.

૯. તોપણ મરાઠા સરદારો મુગલ રાજ્ય જીતી લેવાનો પ્રયત્ન કરતા હતા તેવામાં એક બીજો બળવાન્ રાજા **હિંદુસ્તાન** પર ચઢી આવ્યો. **અહમદશાહ નાદિરશાહ**ના મુખ્ય સરદારોમાંનો એક હતો. **નાદિરશાહ** મરણ પામ્યો ત્યારે **અફ**-

ગાનિસ્તાન, જે તે સમયે ઇરાનના રાજ્યમાં હતું, તે તેણે જીતી લીધું અને ત્યાં રાજય કરવા માંડ્યું. તે દુરાની ટોળીનો હતો અને અફ્ગાનિસ્તાનના દુરાની રાજાઓમાં પહેલો હતો. તે નાદિરશાહ જોડે દિલ્હી આવ્યો હતો અને મુગલ બાદશાહ કેવો નબળો હતો તે તેણે પોતાની નજરે જોયું હતું. તેણે હિંદુ-સ્તાન પર છ વાર ચઢાઈ કરી અને તેમાં ઘણાં માણસોની કતલ કરી, અને પ્રદેશોને બાળી મૂક્યા તથા લૂટી લીધા. દિલ્હીમાં નાદિરશાહે જે કંઈ રહેવા દીધું હતું તે બધું તેણે લઈ લીધું અને પછી કાબૂલ પાછો ફર્યો, પણ પોતાના પુત્રને પંજાબ પર રાજ્ય કરવા મૂકતો ગયો.

૧૦. તે પાછો ફર્યો કે તરત જ એક નવાસવા થયલા પઠાણ ઉમરાવે મુગલ બાદશાહને મારી નાખી દિલ્હી કબજે કર્યું. પાટવી રાજકુંવર શાહ આલમ અયોધ્યા નાસી ગયો અને ત્યાંના નવાબ શુજા–ઉદ્–દૌલાને શરણે ગયો.

૧૧. નવા પેશ્વા બાલાજીરાવે હવે ધાર્યું કે મારા પિતાએ જેને માટે આટલો બધો વખત રાહ જોઈ હતી તેનો સમય હવે આવ્યો છે. હવે બધી જાતની તૈયારી પરિપૂર્ણ થઈ હતી. શિવાજીના સમય કરતાં હમણાનું મરાઠા લશ્કર બહુ મોટું ને ઘણું વધારે બળવાન્ હતું. તે સમયે તો મરાઠા લશ્કર હલકાં હથિ-યારવાળા ભાલાવાળાઓ અને હલકાં હથિયારવાળા ઘોડેસવારોનું

બનેલું હતું. તેમની પાસે હથિયારમાં વાંસ જેવા લાંબા ભાલા હતા અને દરરોજ પચાસ માઇલ ચાલવાને તેઓ તૈયાર હતા. તેમાંના દરેકની પાસે ભાથાને માટે એક અઠવાડીઉં પહોંચે એટલી ધાણીથી ભરેલી નાની સરખી કોથળી હતી.

૧૨. તે સમયે મરાઠાઓ લશ્કરને બરોબર ગોઠવી એક ઠેકાણે ઠરીને શત્રુઓ સાથે લડાઈ લડતા નહોતા અને એવી રીતે લડતા તો તે ક્વચિતજ. તેઓ તો ભારે હથિયારવાળા મુગલ લશ્કરની જ્યાં છાવણી હોય તે પ્રદેશની આસપાસ ઘોડાઓ દોડાવતા, રસ્તામાં અનાજની કાપણી કરતા કે તેમના શત્રુઓને ખાવાને માટે અનાજના સાંસા પડે, અને કુવા ને તળાવોમાં ઝેર નાખતા કે તેમને પીવાને પાણી ન મળે. મુખ્ય લશ્કરથી જે દુશ્મનો વખૂટા પડ્યા હોય તેમને તેઓ કાપી નાખતા. શાન્ત રીતે મધ્ય રાત્રે ઘોડા પર સવાર થતા, દુશ્મનોના ચોકીદારોની કતલ કરતા, ને પાછા નાસી જતા. આ પ્રમાણે તેઓ દુશ્મનને એવા તો કાયર કરતા કે આખરે તેમને થાકીને ત્યાંથી જતા રહેવું પડતું.

૧૩. પણ હવે તો મરાઠા સરદારો પાસે ભારે હથિયારવાળા ઘોડેસવારો હતા અને તોપો ને બંદૂકો હતી. તેમની પાસે હાથી પણ હતા અને તેમની છાવણીઓ રેશમની સુંદર ઝૂલવાળા ભભકાદાર તંબુની બનેલી હતી. કૂચ કરતા તે વખતે તેઓ ધીમે ધીમે રસ્તો કાપતા અને સ્ત્રીઓને સાથે રાખતા.

પેશ્વા પાસે ૧૦,૦૦૦ પાયદળ સિપાઈનું બળવાન્ લશ્કર હતું. તેની પાસે પૂરતાં હથિયાર હતાં અને ઇબ્રાહીમ નામના એક પઠાણે તેને કવાયત શિખવી તૈયાર કર્યું હતું. લશ્કરને કેવી રીતે કેળવવું ને કવાયત શિખવવી તે ઇબ્રાહીમ ફ્રેન્ચ લોકો પાસે શીખ્યો હતો; અને તે દક્ષિણમાં ફ્રેન્ચ સરદારની અંગરક્ષક ટુકડીનો સરદાર હતો તેથી, તેણે **ગાર્દી** એટલે રક્ષક એવી પદવી ધારણ કરી. તેની પાસે ૨૦૦ તોપો પણ હતી.

૧૪. પેશ્વાએ પહેલું કામ એ કર્યું કે હોલકર અને સિંધિઆના બે પુત્રોની સરદારી નીચે એક બળવાન્ લશ્કરને પંજાબમાંથી અફગાન લોકોને હાંકી કાઢવા માટે મોકલ્યું. તરતજ **શાહ** કાબુલમાંથી ધસી આવ્યો, મરાઠા લશ્કર પર તૂટી પડ્યો, અને તેની કતલ કરી. સિંધિઆનો એક પુત્ર માર્યો ગયો અને હોલકર પોતાને દેશ નાસી ગયો. **શાહ** દિલ્હી ગયો; પણ ત્યાં તેને એવી ખબર થઈ કે મરાઠા લોકોનું મોટું લશ્કર દિલ્હી પર ચઢી આવવા રસ્તામાં છે તેથી તેણે દિલ્હી છોડી દીધું, ગંગા નદી ઓળંગી, અને હિંદુ લોકો સામા લડવામાં રોહિલા લોકો જેઓ મુસલમાન હતા તેમની મદદ મેળવવા સારૂ પૂર્વ તરફ આવેલા રોહિલખંડમાં પોતાના બધા લશ્કર સાથે ગયો.

૧૫. પેશ્વાએ બધા હિંદુ રાજાઓની મદદ માગી હતી. કેટલાક રજપૂત રાજાઓ લશ્કર લઈને તેને મદદ કરવા આવ્યા

હતા. એ રાજાઓમાં ભરતપુરનો ડાહ્યો, વૃદ્ધ રાજા સુરજમલ હતો, તે ૨૦,૦૦૦ દૃઢ, કસાયલા જાટ લોકોનું લશ્કર લાવ્યો હતો. વળી તેમાં પિંઢારા એટલે લુટારૂ ટોળાંની પણ મોટી સંખ્યા હતી. એ ટોળાંમાં હિંદુ ને મુસલમાન બંને ભેગા હતા અને લૂટવાનો લાગ મળે ત્યાં ગમે ત્યાં જવાને માટે તેઓ તૈયાર હતા.

૧૬. એ બધા લશ્કરનો સેનાધિપતિ સદાશિવરાવ હતો. તેને બધા ભાઉ તરીકે ઓળખતા હતા; કેમકે તે પેશ્વાનો પિતરાઈ ભાઉ એટલે ભાઈ હતો. તે તરુણ પુરુષ બહાદુર ને હોશિયાર હતો પણ તેનામાં મગરૂરીનો પાર નહોતો. તેના કરતાં સિંધિઆ ને હોલકર ઉમરે ઘણા મોટા હતા અને તેનાથી વધારે લડાઈનો અનુભવ તેમણે મેળવ્યો હતો. તેમ છતાં પણ સદાશિવરાવ એમ સમજતો હતો કે એ બંને કરતાં લડાઈની કળા વિષે મારામાં વધારે જ્ઞાન છે.

૧૭. આ જંગી મરાઠા લશ્કરે દિલ્હી પર ચઢાઈ કરી. તે કિલ્લાનું રક્ષણ કરનાર કોઈ નહોતું, તેથી મરાઠા લોકોએ તેને તરતજ તાબે કરી લીધો. જ્યારે તેઓ દિલ્હીમાં દાખલ થયા ત્યારે તેમણે તે શહેરમાં લૂટફાટ કરવા માટે આમતેમ નજર કરી; પણ અહમદશાહ સર્વ દ્રવ્ય લૂટી ગયો હતો. એમ છતાં પણ તેણે એક વસ્તુ રહેવા દીધી હતી અને તે દરબારના વિશાળ દિવાનખાનાનું છાપરૂં હતું. કોઈ દિવસ હિંદુસ્તાનનો બાદશાહ થઈશ

ત્યારે મારે તે જોઈશે એમ ધારી તેણે તેને સ્પર્શ કર્યો નહોતો. એ છાપરૂં રૂપાનું હતું. મરાઠા લોકોએ તે ભાંગી ગાળી નાખ્યું તો તેમને તેની કિંમત સત્તર લાખ રૂપીઆ માલમ પડી.

૧૮. પણ દિલ્હી તરફ કૂચ કરતાં રસ્તામાં મોટા મરાઠા સરદારો વચ્ચે ભારે કજીઓ થયો હતો. હોલકર અને સુરજ-મલ ઘરડા ને શાણા હતા અને તેમણે આખી જિંદગી યુદ્ધ કરવામાં ગાળી હતી. જ્યારે તેમણે કેળવાયલા પાયદળના સિપાઈઓ, ભારે તોપો ને હાથી, રેશમી તંબુઓ, સ્ત્રીઓ, અને સેનાપતિના છાવણીના નોકરો સાથે ભાઉનું લશ્કર દીઠું, ત્યારે તેમણે તેને કહ્યું, "તમે એમ ધારતા જણાઓ છો કે અફગાન લોકો સાથે તમે એક ઠેકાણે લશ્કર ગોઠવી લડાઈ લડી શકશો. શિવાજીની લડવાની રીત એવી નહોતી તેમજ મરાઠા લોકોની જૂની રીત પણ એવી નહોતી."

૧૯. "આ તમારી ભારે તોપો ને તંબુઓ, સ્ત્રીઓ ને છાવણીના નોકરોને કોઈ મજબૂત કિલ્લામાં રાખવાં અને તે કિલ્લો એવો જોઈએ કે તમે જો લડાઈમાં હાર ખાઓ તો ત્યાં જઈ શકો. અમને તો આવી ગોઠવણ ઉત્તમ લાગે છે. તમારી સાથે માત્ર હલકાં હથિયારવાળું પાયદળ લશ્કર ને હલકાં હથિ-યારવાળું ઘોડેસવાર લશ્કર રાખો. એ લશ્કર એવું હોવું જોઈએ કે તે જૂની મરાઠી રીતે લડી શકે અને ચોમાસું બેસતાં પહેલાં શત્રુને થકવી નાખે. આમ થશે તો શત્રુઓ ખુશીથી દેશ છોડી

ચાલ્યા જશે, પણ હાથોહાથ લડવાનો પ્રસંગ આવશે તો તો અફગાનો આપણા કરતાં શરીરે મોટા ને બળવાન્ છે તેથી આપણે માર ખાઈશું."



મલ્હારરાવ હોલકર.

૨૦. પણ ભાઉએ તેમનું કહ્યું ગણકાર્યું નહિ. ઇબ્રાહીમ ગાર્દીએ તેને કહ્યું હતું કે ફ્રેન્ચ લોકો એ રીતે લડતા

નથી. મારા ઉપર, મારા કેળવેલા પાયદળ સિપાઈ ઉપર, અને ભારે તોપો પર ભરોસો રાખો. અફગાન લોકોને કેવી રીતે હરાવી પાડવા તે હું બતાવીશ. આ ઉપરથી ભાઉએ જવાબ દીધો કે "હોલકર તો ભરવાડ હતો અને સુરજમલ એક છોટો જમીનદાર હતો. બેમાંથી એકે રાજા નહોતો. બંને ઘરડા થયા છે ને મૂર્ખ છે, લડાઈની કળાનું તેમને કશું ભાન નથી અને અફગાન લોકો સાથે લડતાં તેમને બીક લાગે છે."

૨૧. રજપૂત લોકો અને બીજા સરદારો પાસે ઊભા હતા, તેઓ તે વખત કંઈ ખુલ્લી રીતે બોલ્યા નહિ; પણ જ્યારે તેઓ દરબારમાંથી ગયા ત્યારે માંહોમાંહે એમ બોલ્યા કે આ બ્રાહ્મણ ભાઉને એકવાર અફગાન લોકો સપડાવે ને હરાવે તો ઠીક; કેમકે ત્યારે તેને પોતાનાથી ઘરડા ને ડાહ્યા યોદ્ધાની સલાહ સાંભળવાનું બીજે પ્રસંગે મન થાય.

૨૨. આ દર્મિયાનમાં અહમદશાહે રોહિલા લોકોના સરદાર નજમુદ્દૌલાને સમજાવી પોતાની મદદે ઉતાર્યો હતો. નવાબ ૩૦,૦૦૦ માણસની સાથે શાહનો મદદે ગયો. એ માણસો હિંદુસ્તાનના પઠાણ હતા અને તે બધા મુસલમાન હતા.

૨૩. અત્યારસુધી અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલાએ શાહના કે ભાઉના પક્ષમાં ઊતરી લડાઈમાં ભાગ લીધો નહોતો. હવે તે બંનેએ એની મદદ માગી. એ મુસલમાન હતો અને શાહ એનાજ ધર્મનો હતો અને ભાઉ તો હિંદુ હતો.

બીજી રીતે વિચારતાં નવાબની પેઠે ભાઉ હિંદુસ્તાનનો વતની હતો અને શાહ તો અફગાન હતો. આવી સ્થિતિમાં, શું કરવું તે શુજાઉદ્દૌલાને સૂઝ્યું નહિ. જે પક્ષનો જય થાય તે પક્ષની કુમકે જવાની તેની મરજી હતી, પણ કયા પક્ષનો જય થશે તે તેનાથી સમજી શકાતું નહોતું. શું કરવું તેનો વિચાર કરી એક તરફનો નિશ્ચય કરવા કોશીશ કરતો હતો તે દર્મિયાનમાં શાહે તેની પાસે નજમુદ્દૌલાને મોકલ્યો.

૨૪. આ વખતે જે કંઈ બન્યું તેનો આપણને સ્પષ્ટ હેવાલ મળી આવે છે. શુજાઉદ્દૌલાની નોકરીમાં કાશીરાવ નામનો એક દક્ષિણી કે મરાઠા બ્રાહ્મણ હતો તેણે એ હેવાલ લખ્યો છે. તેણે શુજાઉદ્દૌલાને લગતો બધો ઇતિહાસ સંઘરી રાખ્યો છે અને તેની ને અહમદશાહ અને નજમુદ્દૌલાની વચ્ચે જે કાગળો ચાલ્યા હતા તે બધા તેણે લખ્યા હતા.


શુજાઉદ્દૌલા.

૨૫. નજમુદ્દૌલાએ નવાબને સલાહ આપી કે તમારે

શાહને મદદ કરવી; કેમકે તે હિંદુસ્તાનનો નથી તોપણ તમારાજ ધર્મનો ને તમારીજ જાતનો છે. તેણે કહ્યું, "જો અફગાનોને કાબુલ હાંકી કાઢવામાં આવશે, તો ભાઉ પેશ્વાના પુત્ર વિશ્વાસરાવને દિલ્હીની ગાદીએ બેસાડશે અને આપણી જિંદગી બચાવવામાં આવશે તોપણ આપણે બંનેએ એની આજ્ઞા ઉઠાવવી પડશે."

૨૬. નવાબે જવાબ દીધો, "હું સમજું છું કે ભાઉ ગમે તેવાં વચનો મને આપે છે તેમ છતાં તે મારો કટ્ટામાં કટ્ટો દુશ્મન છે અને મારો જીવ લેવા ઇચ્છે છે. એનાં વચનો અર્થ વિનાનાં ખોટાં છે. હું એનાથી છેતરાઉં એમ નથી. એનું ચાલે તો એ તમારૂં ને મારૂં બંનેનું કાસળ કાઢી નાખે અને એક પણ મુસલમાનને જીવતો રહેવા દે નહિ. પણ મારો તેના પર વિશ્વાસ નથી એ વાત હું તેને સમજવા દેનાર નથી. એ ભલે મને પત્રો લખ્યાંજ કરે."

૨૭. પછી નવાબે પોતાની બેગમો ને છોકરાંને લખનોર મોકલી દીધાં અને પોતે નજમુદ્દૌલા સાથે શાહ પાસે ગયો; કેમકે શાહનો એના પર ઘણો પ્રેમ હતો. તેનો સરદાર વલિખાન નવાબને તેનો શાહજાદો કહેતો. ત્યાં નવાબને એમ લાગ્યું કે હું મારા મિત્રમંડળમાં છું.

૨૮. જાટ રાજા સુરજમલને ખબર થઈ કે શુજાઉદ્દૌલા શાહના પક્ષમાં ગયો છે. તેણે કહ્યું, "નાશનો હવે આરંભ થઈ

ચૂક્યો. હવે કેવું પરિણામ આવશે તે મને ખુલ્લું સમજાય છે." અંધારૂં થયું કે તરતજ તેજ રાત્રે પોતાનાં બધાં માણસોને લઈને તે પોતાને દેશ ચાલ્યો ગયો. ભાઉએ કહ્યું, "ભલે એ ગયો. આપણે એનાથી છૂટ્યા એ ઠીક થયું. એ જમીનદાર તે આપણને શી મદદ કરવાનો છે અને એની મદદ કોને જોઈએ છે?"

## ૩૭. પાણિપતનું ત્રીજું યુદ્ધ જારી. ભાઉ જાળમાં શી રીતે ફસાયો તે વિષે.

૧. ઑક્ટોબર મહીનો અધવાર્યો હતો. ચોમાસું જતું રહ્યું હતું. દશેરાનો ઉત્સવ આવ્યો હતો. બધા હિંદુઓ કોઈ પણ કામનો આરંભ કરવા માટે એને માંગલિક સમય ગણે છે. ભાઉએ દિલ્હીમાંથી છાવણી ઉપાડી અને ઉત્તર તરફ કૂચ કરી પાણિપતના મોટા મેદાનમાં મુકામ નાખ્યો. એ મેદાનની પાસે પાણિપત ગામ આવ્યું હતું. અહિં એણે પોતાના લશ્કરની છાવણી નાખી અને તેની આસપાસ ૬૦ ફુટ પહોળી ને ૧૨ ફુટ ઊંડી ખાડી ખોદાવી. ખોદતાં ખોદતાં જે માટી નીકળી તેનો એક બાજુએ એવી રીતે ઢગલો કર્યો કે તેનો એક ઊંચો કિનારો થયો અને તે કિનારા પર તેણે પોતાની તોપો મૂકી.

૨. કાશીરાવ વર્ણવે છે કે ભાઉની પાસે ૫૫,૦૦૦ ઘોડેસવાર અને ૧૫,૦૦૦ પાયદળનું બનેલું લશ્કર હતું અને તે ઇબ્રાહીમ ગાર્દીની સરદારી નીચે હતું, ૨૦૦ તોપો હતી અને

"અસંખ્ય" હવાઈઓ હતી. એ ઉપરાંત વળી પિંઢારાનાં મોટાં ટોળાં અને છાવણીના નોકરોની પણ મોટી સંખ્યા હતી.

૩. તે દિલ્હી છોડીને ગયો એવી શાહને ખબર થઈ એટલે તેણે પણ રોહિલખંડ છોડી દીધો, પશ્ચિમ તરફ કૂચ કરી, જમના નદી ઓળંગી, અને આસરે દસ માઇલ દૂર પાણિપતના મેદાન ઉપર પોતાની છાવણી નાખી. છાવણીની આસપાસ તેણે લાકડાંના કકડા અને કાપી નાખેલાં ઝાડોની એક મોટી વાડ બંધાવી. એની સાથે નજમુદ્દૌલા અને શુજાઉદ્દૌલા તેમજ રોહિલા સરદારોની મોટી ફોજો હતી અને એ રોહિલા સરદારોમાં રહમતખાન મુખ્ય હતો. બધું મળીને ૮૦,૦૦૦ માણસો લશ્કરમાં હતાં, તેમાં ૪૨,૦૦૦ ઘોડેસવાર અને ૩૮,૦૦૦ પાયદળ, અને તોપો ૮૦ હતી.

૪. એ ઉપરાંત હલકા હથિયારવાળા ઘોડેસવારોની મોટી સંખ્યા હતી. એ ઘોડેસવારો ચારે તરફ દૂર લગણ ફરતા રહેતા હતા અને મરાઠા લોકો પાસે અનાજ આવતું અટકાવતા હતા. શાહનો નાનો લાલ તંબુ પોતાની છાવણીને મોખરે નાખ્યો હતો; અને તેની પાસે જીન ચઢાવેલા ઘોડાઓ દહાડો ને રાત તૈયાર રાખવામાં આવતા હતા. આખો દહાડો શાહ સવાર થઈ પોતાના લશ્કરનું દરેક સ્થળ તપાસતો હતો, દરેક બાબત જાતે જોતો હતો, અને દરેક હુકમ જાતે કરતો.

૫. આખી રાત ૫,૦૦૦ અફગાન સવારોની મજબૂત ચોકી છાવણીને મોખરે ને તેની આસપાસ રહેતી હતી અને તેઓ બધે ફર્યાજ કરતા હતા. શુજાઉદ્દૌલા અને બીજા સેનાપતિઓને **શાહ** કહેતો કે તમે નિરાંતે સૂઈ રહો. તમે મારા મિજબાન છો અને તમારી સહીસલામતી માટે હું બંદોબસ્ત રાખીશ.

૬. છેક ત્રણ મહીના સુધી **શાહ** અને **ભાઉ**નાં લશ્કરોની વચ્ચે લડાઈ ચાલુ રહી. લગભગ દરરોજ છાવણીઓમાંથી નાની નાની ટોળીઓ લડવા નીકળી પડતી અને બંને બાજુએ ઘણાં માણસો માર્યાં જતાં. રોહિલા ને પઠાણ સરદારોથી આ ખમાયું નહિ, તેમની મરજી લડાઈમાં ઝંપલાવવાની થઈ, અને **શાહ**ની રજા માગી કે અમને દોરવી લઈ જાઓ. પણ તેણે કહ્યું, "હજી વખત થયો નથી. આપણે જોયાં કરો. શું કરવું જોઈએ ને હાલ શું થાય છે તે હું બરાબર સમજું છું. આખરે આપણેજ જીતવાના છીએ. ઉતાવળ ને ઉદ્ધતાઈ કરવાથી આપણી પાયમાલી થાય. દિવસે દિવસે **મરાઠાઓ** નબળા થતા જાય છે."

૭. **શાહ**નું કહેવું શબ્દેશબ્દ ખરૂં હતું. ઘણા દિવસ થયા મરાઠાઓનાં મોટાં લશ્કર માટે જોઈએ તેટલો ખોરાક રહ્યો નહોતો. હાલ તેઓ કંઈ પોતાના સ્વદેશમાં એટલે દક્ષિણમાં નહોતા, પણ **હિંદુસ્તાન**માં હતા. **ભાઉ**ને પોતાની છાવણીના નોકરોનું પણ પૂરૂં કરવાનું હતું અને તેને પણ લશ્કરના દરેક માણસના જેટ-



શાહ
રહમત ખાન
વલી ખાન
શુજા-ઉદ-દૌલા
જમણી બાજુ
મધ્ય
ડાબી બાજુ
અફગાન લશ્કર
મરાઠા લશ્કર
૨૦૦ ભારે તોપો
ડાબી બાજુ
ઇબ્રાહીમ ગાર્દી
ગાયકવાડ
મધ્ય
ભાઉ
વિશ્વાસરાવ
જમણી બાજુ
સિંધિયા
હોલકર
૪૦,૦૦૦
પાણિપત શહેર અને કિલ્લો
પાણિપતનું
ત્રીજું યુદ્ધ
૧૭૬૧

લોજ ખોરાક જોઈતો હતો. અફ્ગાન લોકોના હલકા હથિયાર-વાળા ઘોડેસવારો દેશમાં ચારે તરફ ફરતા રહેતા હતા અને તેમની તરફ કોઈ પણ જાતની મદદ આવતી અટકાવતા હતા. એક રાતે ૨૦,૦૦૦ છાવણીનાં માણસો બળતણ તથા ઘોડાઓ માટે ઘાસ એકઠું કરવા જંગલમાં ગયા હતા, તેમના ઉપર ૫,૦૦૦ અફ્ગાન અંગરક્ષકો તૂટી પડ્યા અને તેમને કતલ કર્યા. બીજી રાતે અંગરક્ષક અફ્ગાન ટુકડી, ૨,૦૦૦ મરાઠા સવારો પર તૂટી પડી. તેઓ દિલ્હીમાંથી ભાઉની પાસે પૈસા લઈ જતા હતા અને દરેક જણની પાસે ૨,૦૦૦ રૂપી-આની કોથળી હતી. તે બધાને અફ્ગાનોએ મારી નાખ્યા અને તે પૈસા શાહે લઈ લીધા.

૮. એથી ઉલટું, રોહિલા લોકોનો મુલક પૂર્વ તરફ, પાસે હતો અને તેઓ હવે અફ્ગાન લોકોના મિત્ર હતા. ખરે-ખર તેમનામાંના ઘણા, જાતના અફ્ગાન ને તુર્ક હતા; પણ તેઓ હિંદુસ્તાનમાં એટલો બધો વખત થયાં રહ્યા હતા કે તેઓ હિંદુસ્તાની બોલતા હતા. શાહના લશ્કરમાં રોહિલા હતા, તેઓ પોતાને તેમજ અફ્ગાન લોકોને માટે પોતાના દેશમાંથી ખોરાક લાવતા હતા. શિવાજીની સરદારી નીચે મરાઠાઓ ઔરંગઝેબના હાથ નીચેના મુગલો સાથે લડ્યા ત્યારે તેઓ પોતાના દેશ દક્ષિણમાં હતા. તેઓ પોતાને માટે સહેલાઈથી ખોરાક મેળવતા હતા અને મુગલ લોકોને ખોરાક પહોંચાડવા

દેતા નહોતા; પણ હાલ તો તેઓ હિંદુસ્તાનમાં હતા અને ત્યાંથી દક્ષિણ ઘણું દૂર હતું.

૯. હવે ભાઉને સમજણ પડવા માંડી કે મારૂં લશ્કર બહુ ભયંકર સ્થિતિમાં છે. તેણે શુજાઉદ્દૌલાને ફરી પત્ર લખ્યો. તેણે તેને એક કીમતી બક્ષિશ મોકલી અને વિનતિ કરી કે શાહની સાથે સલાહ કરાવો. કાશીરાવે તે કાગળ વાંચી સંભળાવ્યો. તેણે કહ્યું કે જ્યાંસુધી એ અને એનું લશ્કર સહીસલામત પોતાને વતન પહોંચે ત્યાંસુધી એ જે કંઈ કહીશું તે કબૂલ કરશે. શુજાઉદ્દૌલા અને કાશીરાવ એ કાગળ શાહની પાસે લઈ ગયા. શાહે કહ્યું, "હું અહિં આવ્યો છું તેનું કારણ એ છે કે નજમુદ્દૌલાએ ને પઠાણ લોકોએ મને કહ્યું કે અમને હિંદુઓથી બચાવો. હું તો એ લોકોને માટે લડું છું. એમનો શો મત છે તે એમને પૂછો."

૧૦. ત્યારપછી શુજાઉદ્દૌલા ને કાશીરાવ નજમુદ્દૌલા પાસે ગયા અને કાશીરાવે તે કાગળ તેને વાંચી બતાવ્યો. નવાબે કહ્યું, "કેમ, તમારો શો મત છે? આપણે સલાહ કરીશું?" તે રોહિલા નાયકે જવાબ દીધો, "ના, જ્યારે શત્રુ નબળો હોય ને સપડાઈ ગયો હોય ત્યારે તે ગમે તે વાત કબૂલ કરે. તે ગમે તે કરવાના સોગન ખાય; પણ સોગન કંઈ સાંકળ નથી. એ કંઈ સાંકળની પેઠે પુરુષને ખરેખરો બાંધતા નથી. એ તો ખાલી શબ્દો છે. તમે એને જવા દેશો તો એ એનું વચન

પાળશે એમ તમને લાગે છે? જો તમે કદી એના હાથમાં પકડાયા તો એ તમને જવા દેશે એમ લાગે છે? એ મરાઠા આપણા શરીરમાં કાંટા જેવા છે. એ કાંટા આપણે કાઢી નાખવો જોઈએ અને હમેશનું સુખ કરવા તેનો નાશ કરવો જોઈએ."

૧૧. ભાઉને પોતાના કાગળનો જવાબ મળ્યો નહિ, એટલે તે સમજ્યો કે હવે હું જાળમાં પકડાયો છું અને મારાથી બહાર નીકળાવાનું નથી. આખરે તેના બધા સરદારો ને અમલદારો ભેગા થઈ તેની પાસે આવ્યા અને કહ્યું, "છેલ્લા બે દહાડા થયા અમને ખાવાનું મળ્યું નથી. આ રીતે તો અમે ભૂખે મરણ પામીશું. અમને બહાર પડી લડવા દો. અમારે મરવુંજ છે તો બહેતર છે કે અમે લડતાં લડતાંજ મરણ પામીશું."

૧૨. ભાઉએ તેમને કહ્યું કે હવે લડાઈ લડ્યા સિવાય છૂટકો નથી. મારો પણ એજ મત છે. રાત પડી એટલે જે બધું અનાજ રહ્યું હતું તે ભેગું કર્યું અને લશ્કરનાં માણસોને તમામ વહેંચી આપવામાં આવ્યું. ભાઉએ જાણ્યું કે કાલે લડાઈમાં ઊતરવાના છે તે પહેલાં એક વાર તેમને છેલ્લુંપહેલું પુષ્કળ ભોજન જમવા દો; પણ એમ છેલ્લી વાર ધરાઈને ખાવા જેટલું પણ અન્ન રહ્યું નહોતું, તેથી ઘણા સિપાઈઓ ભૂખ્યા રહ્યા.

૧૩. તે રાત્રે મોડેથી ભાઉએ શુજાઉદ્દૌલાને એક બીજો પત્ર લખ્યો; કારણ કે ડૂબતો માણસ જેમ તરણાને પણ વળગી રહે છે, તેમ હજી તેને શુજાઉદ્દૌલા મદદ કરશે એવી આશા હતી.

એ કાગળ કાશીરાવના હાથમાં પાછલી રાત્રે ત્રણ વાગે પહોંચ્યો. એ કાગળ ઘણો ટૂંકો હતો, ને તેમાં આ પ્રમાણે લખેલું હતું:—

"પ્યાલો હવે છલ્લોછલ ભરાઈ ગયો છે ને તેમાં એક ટીપું પણ વધારે માઈ શકે એમ નથી. જો કંઈ થઈ શકે એવું હોય તો તે કરો; નહિ તો મને એકદમ ખબર આપો. હવે બોલવાનો કે લખવાનો વખત મળવાનો નથી."

૧૪. શાહ સૂતો હતો તેના તંબુમાં નવાબ આ કાગળ લઈ ગયો. તે ઝબકી ઊઠ્યો ને કહ્યું, "કેમ, શી ખબર છે?" નવાબે કહ્યું, "ખબર આ પ્રમાણે છે. કાશીરાવ કહે છે કે મરાઠાઓ હુમલો કરવા આવી પહોંચ્યા છે." એક ક્ષણમાં શાહ પોતાના ઘોડાપર સવાર થઈ ગયો, ઘોડો દોડાવી છાવણીને મોખરે પહોંચી ગયો, અને જેમ જતો ગયો તેમ તેમ લશ્કરને ગોઠવવાનો હુકમ કરતો ગયો.

૧૫. મોખરે પહોંચ્યો એટલે એણે એનો મોટી દાંડી-વાળો ઇરાની હુક્કો મંગાવ્યો અને ઘોડા પર બેસીને હુક્કો ગગ-ડાવવા લાગ્યો. એજ સમયે કાશીરાવે તેને ભાઉનો કાગળ વાંચી બતાવ્યો. કાગળ પૂરો થતા પહેલાં તો લડાઈ શરૂ થયાના તોપોના ધડાકા સંભળાવા લાગ્યા અને પરોઢીઉં થવાની તૈયારી હતી તેના ઝાંખા અજવાળામાં મરાઠા ઘોડેસવારોનાં ટોળેટોળાં જમણી ને ડાબી બંને તરફ જણાવા લાગ્યાં. શાહે પછી હુક્કો નોકરને આપી દીધો અને શાન્ત ચિત્તે નવાબને કહ્યું, "તમારા નોકરની

ખબર અક્ષરે અક્ષર ખરી છે, એ સ્પષ્ટ સમજાય છે." પછી તેણે બધે ઘોડો દોડાવી જોયું કે લશ્કરનો દરેક સરદાર ને સિપાઈ પોતાની યોગ્ય જગાએ છે કે નહિ.

---

## ૩૮. પાણિપતનું ત્રીજું યુદ્ધ જારી. શાહે ભાઉને નસાડી મૂક્યો તે વિષે.

૧. ભાઉનું લશ્કર આવતું હતું એ દર્મિયાનમાં શાહનું લશ્કર બરાબર ગોઠવાઈ ગયું. દરેક ઘોડેસવાર પોતાની યોગ્ય જગાએ જોવામાં આવ્યો; કેમકે દરેક સરદારને પોતાની ટુકડી કેમ ગોઠવવી તેની સૂચના લાંબો વખત પહેલાં આપવામાં આવી હતી. જમણી બાજુ પર ૧૭,૦૦૦ રોહિલા અને પઠાણ સરદાર રહમતખાનની સરદારી નીચે પાયદલ લશ્કર ગોઠવાયું હતું. મધ્ય ભાગમાં શાહના મુખ્ય સરદાર વલિખાનના હાથ નીચે ૨૦,૦૦૦ અફગાન ને પઠાણ ઘોડેસવારો હતા. ડાબી બાજુએ પ્રથમ ૪,૦૦૦ પઠાણ ઘોડેસવાર ને પાયદળ લશ્કર સાથે શુજાઉદ્દૌલા હતો અને તેજ હારમાં તેની પાસે ૧૫,૦૦૦ રોહિલા લશ્કર સાથે નજમુદ્દૌલા હતો.

૨. ચિત્રમાં તમે પ્રસિદ્ધ તોપ ઝમઝમા—ગર્જના કરનાર—જુઓ છો. અહમદશાહના સેનાધિપતિ અને મુખ્ય પ્રધાન કે વજીર શાહ વલિખાને ઇ. સ. ૧૭૬૧માં એ તોપ બનાવી હતી. પાણિપતની લડાઈમાં એ વાપરવામાં આવી હતી અને હાલ તે

પંજાબમાં લાહોરના સંગ્રહસ્થાનની આગળ એક જાથી બેઠકપર જોવામાં આવે છે.

૩. બધા લશ્કરની પાછળ શાહનો પોતાનો તંબુ હતો અને તેની સાથે અણીના વખત સારૂ તૈયાર રાખેલું લશ્કર હતું. એ લશ્કર પોતાના ઘોડેસવારોમાંથી ઉત્તમ કે ચૂંટી કાઢેલા ઘોડે-



મોટી તોપ ઝમઝમા.

સવારોનું બનેલું હતું અને તે ૨૦,૦૦૦ પસંદ કરેલા, લોઢાના બક્તરવાળા અફ્ગાન ઘોડેસવારોની ટુકડી હતી.

૪. અફ્ગાન લોકોના લશ્કરની પેઠે મરાઠા લશ્કરમાં પણ મધ્ય ભાગ, જમણી બાજુ, ને ડાબી બાજુ એવી ગોઠવણ હતી. તેમની ડાબી બાજુએ ૧૫,૦૦૦ ઘોડેસવારોની એક મોટી ટુકડી હતી. તેની પાસે સારાં હથિયાર હતાં અને ફ્રેન્ચ લોકોની રીત પ્રમાણે તેને ઇબ્રાહીમે કેળવીને કવાયત શિખવી હતી. એ

ઉપરાંત ગુજરાતના ૧૦,૦૦૦ માણસોના લશ્કર સાથે ગાયકવાડ પણ એજ બાજુએ હતો. મધ્ય ભાગમાં ૪૦,૦૦૦ ઘોડેસવારનું ઉત્તમ મરાઠા લશ્કર ભાઉ અને વિશ્વાસરાવની સરદારી નીચે ગોઠવાયું હતું. જમણી બાજુ પર ૫,૦૦૦ ઘોડેસવારના લશ્કર સાથે હોલકર અને ૧૦,૦૦૦ ઘોડેસવાર સાથે સિંધિઆ આવી રહેલા હતા.

૫. મરાઠાઓએ મોખરે તોપો મૂકી હતી અને તેમની પાછળ તેમણે અણીને વખતે કામ લાગે એવી એક ટુકડી અલાયદી રહેવા દીધી નહોતી. આપણને આગળ જતાં સમજાશે કે આ તેમની ઘણી મોટી ભૂલ હતી.

૬. સૂર્ય ઊગ્યો ને યુદ્ધ શરૂ થયું. કેટલોક વખત જેટલી ઝડપથી દારૂ ગડબી શકાય તેટલી ઝડપથી તોપોમાં દારૂગોળા ભરવામાં આવ્યા ને એક પછી એક કાન ફોડી નાખે એવા ભડાકા સંભળાવા લાગ્યા. પછી મરાઠાઓએ અફગાન લોકો પર ધસારો કર્યો. અફગાનોએ તો આરંભમાં પોતાનો બચાવ કરવા પરજ લક્ષ આપ્યું. મરાઠા લશ્કરની ડાબી બાજુની ટુકડીએ બંદૂકથી, ને ભાલાની અણીથી બરાબર નિશાન તાકીને રોહિલા લોકો પર હુમલો કર્યો. ત્રણ કલાક હાથોહાથ લડાઈ ચાલી, તેમાં રોહિલાઓના સરદાર ને તેના અર્ધા લશ્કરનો નાશ થયો. મરાઠા લશ્કરમાંથી પણ ઘણા મરણ પામ્યા અને તેમનો સરદાર ઇબ્રાહીમ સખ્ત ઘાયલ થયો.

૭. આ પ્રમાણે લડાઈ ચાલતી હતી તેવામાં ભાઉ અને વિશ્વાસરાવે મરાઠા ઘોડેસવારોને લઈ પૂર પાટ ઘોડા દોડાવી અફગાન લોકો મધ્ય ભાગમાં હતા તે પર હલ્લો કર્યો. એ અફગાન ટુકડી તેમના સરદાર વલિખાનના હાથ નીચે હતી. મરાઠા લોકોએ "હર હર મહાદેવ" એમ મોટેથી ગર્જના કરી શત્રુઓ પર ખૂબ જુસ્સાથી ધસારો કર્યો, તેમનાં ઘણાં માણસોને મારી નાખ્યાં, અને તેથી વધારેને નસાડી મૂક્યાં.

૮. હજારો ધસારો કરતા ઘોડેસવારોને લીધે તે રેતીના મેદાનમાં એટલા બધા ધૂળના ગોટેગોટ થઈ રહ્યા કે શુજાઉદ્દૌલા જેણે અત્યારસુધી લડાઈમાં કંઈ ભાગ લીધો નહોતો તેનાથી પોતાની જમણી બાજુએ આ શું થઈ રહ્યું છે તે સમજી શકાયું નહિ. તેથી તેણે પોતાના વિશ્વાસુ નોકર કાશીરાવને શું થયું છે તે જોવા મોકલ્યો. તેણે વલિખાનને આસપાસ જુસ્સાથી દોડતો જોયો. તે ગુસ્સા ને શોકના આવેશમાં હતો, અને પોતાના સિપાઈઓ નાસી જતા હતા તેમને મોટેથી બૂમ પાડીને વારંવાર કહેતો હતો કે મારા ભલા મિત્રો, ક્યાં નાસી જાઓ છો? આપણો દેશ તો અહિંથી બહુ દૂર છે. એટલામાં તેણે કાશીરાવને જોયો અને તેને કહ્યું, "જાઓ, મારા પુત્ર શુજાઉદ્દૌલાને જઈને જલદી ખબર કરો કે અમારી મદદે આવે, નહિ તો અમે માર્યા ગયા સમજવા." કાશીરાવે દોડતાં દોડતાં જઈ સંદેશો કહ્યો, પણ શુજાઉદ્દૌલાને પોતાને ઠેકાણેજ રહેવું વધારે સારૂં લાગ્યું, તેથી તે ત્યાં ગયો નહિ.

૯. છેક ડાબી બાજુએ સિંધિઆ ને હોલકરે નજમુદ્દૌલા પર ધસારો કર્યો; પણ તેઓથી ત્યાંસુધી જઈ શકાયું નહિ. તે સાવધ યોદ્ધાએ પ્રાતઃકાળનો બધો વખત બહુ ઉદ્યોગમાં ગાળ્યો હતો અને ધીમે ધીમે આગળ ધસારો કરતો હતો. તે બિલદાર એટલે ખાડો ખોદનારાઓને પોતાની આગળ ૧૦૦ વાર સુધી મોકલતો અને ત્યાં તેઓ એક ખાઈ ખોદી તેમાંથી માટી કાઢી તેનો છાતીસમાન ઊંચો કિનારો બનાવતા. પછી તે એમ સો વાર સુધી લશ્કર સાથે ધસારો કરતો ને એના સિપાઈઓ એ કિનારાની પાછળ સહીસલામત રહી લડતા. આમ તેઓ સહીસલામત થાય એટલે તે ખાડો ખોદનારાઓને વળી ૧૦૦ વાર સુધી મોકલતો અને ત્યાં તેઓ નવો કિનારો ઊભો કરતા એટલે વળી ૧૦૦ વાર આગળ ધસારો કરતા. આ પ્રમાણે નજમુદ્દૌલા યુક્તિથી ને સાવચેતીથી લડતો હતો.

૧૦. કાશીરાવ તે શું કરતો હતો તે જોવા આવ્યો હતો. તેને તેણે કહ્યું, “હું કંઈ જોખમમાં ઝંપલાવું એવો નથી. આ અફગાન લોકોને તો નાસી જવાને પોતાનો દેશ પણ છે; એ લોકો તો અહિં જોવા આવ્યા હોય એવા છે; પણ મારો તો આ દેશ છે, મારે નાસી જવાનું ઠેકાણું નથી, માટે મારે ભૂલ કરવી પાલવે એમ નથી.”

૧૧. સિંધિઆ ને હોલકર ધસારો કરતા આવ્યા ત્યારે શત્રુઓએ તેમના પર રેતીના કિનારાની પાછળ સંતાઈ રહી એકી

ખત બબ્બે હજાર હવાઈઓ છોડી. હવાઈઓ છૂટી તેનો અવાજ ને તેમાંથી નીકળતા પુષ્કળ તણખાથી મરાઠા લોકોના ઘોડા એવા તો બીધા કે તેઓ એક કદમ પણ આગળ ચાલ્યા નહિ.

૧૨. આ વખતે એક વાગ્યો હતો. અત્યારસુધી મરાઠાઓની બાજી જીત પર હતી. પણ તેમને લડતાં છ કલાક થયા હતા, લડાઈ શરૂ કરી તે પહેલાં પેટપૂર ખાવાનું પણ તેમને મળ્યું નહોતું, અને હવે તો તેઓ થાકીને લોથ થયા હતા, ભૂખ્યા થયા હતા, અને તરસથી પણ પીડાતા હતા. શાહની પાસે હજી બે ટુકડી હતી અને તે અત્યારસુધી લડાઈમાં ઊતરીજ નહોતી. એના સર્વ ઘોડેસવાર લશ્કરમાં એ ટુકડીઓ ઉત્તમ હતી. એ લોકો શરીરે કદાવર હતા, લોઢાનાં બક્તરો સજ્યાં હતાં, અને મોટા, ઊંચા તુર્કી ઘોડા પર સવાર થયા હતા. તેમને સવારે પેટપૂર ખાવાનું મળ્યું હતું, અને તેમના ઘોડાને પણ રોજ પ્રમાણે ચારો ને દાણો મળ્યો હતો.

૧૩. આસરે એક વાગે શાહે જોયું કે હવે લડાઈમાં છેતરી વિજય મેળવવાનો વખત આવ્યો છે. તેણે ૧૦,૦૦૦ ચૂંટી કાઢેલા ઘોડેસવારોને હુકમ કર્યો કે તમે ભાઉ અને વિશ્વાસરાવના પર પૂર વેગે ધસારો કરો અને ભેગા રહીનેજ લડજો, છૂટા પડશો મા. વલિખાન તેમનો સરદાર થયો ને તેણે તેમને હાર્યા. 'દીન,' 'દીન'ની ક્રૂર ગર્જનાથી આકાશ ગર્જાવી મૂકી તેમણે થાકીને લોથ થયલા મરાઠા લોકો પર ધસારો કર્યો. તેઓ

તેમના કરતાં કદમાં ઊંચા ને વધારે જોરાવર હતા, વધારે ઊંચા ને ભારે ઘોડા પર સવાર થયા હતા, અને લડવામાં તાજા હતા.

૧૪. આ પ્રમાણે વલિખાને મોખરાના મરાઠા લશ્કર પર ધસારો કર્યો. પસંદખાનની સરદારી નીચે ડાબી બાજુની ૫,૦૦૦ ઘોડેસવારની અલાયદી રાખેલી ટુકડી અત્યારસુધી લડાઈમાં ઊતરી નહોતી. તેમજ નજમુદ્દૌલા હવે પોતાના રેતીના કિનારા છોડી આગળ ધસવા ખુશી હતો તેના હાથ નીચે રોહિલા લોકોની ટુકડી હતી. એ બંને ટુકડીઓએ પણ જમણી બાજુએ આવેલી થાકી ગયલી મરાઠા ટુકડીઓ પર ધસારો કર્યો.

૧૫. આ પ્રમાણે એકી વખતે મરાઠા લશ્કરના મોખરાના ભાગ પર તેમજ જમણી બાજુ પર બે સખ્ત હુમલા કરવામાં આવ્યા; અને તેથી મરાઠા લશ્કરમાં તૂટ પડી. એક કલાક સુધી તેઓ બની શકે તેટલા જોર ને જુસ્સાથી લડ્યા. વિશ્વાસરાવ તેના હાથી પર મરણ પામ્યો. ભાઉ પાછો ફર્યો ને નાસી ગયો. એ નાઠો એટલે એનાં માણસોએ નાસવા માંડ્યું, પણ તેઓ બહુ દૂર નાસી શક્યા નહિ. અફગાન લોકોએ નવા ઘોડાપર સવાર થઈ તેમની પૂઠ પકડી. તે દિવસે પાછલે પહોરે ૪૦,૦૦૦થી પણ વધારે માણસો રણક્ષેત્રમાં માર્યાં ગયાં.

૧૬. બાપડા છાવણીના નોકરો અને કેટલાક પાયગાઓ પાણિપત ગામમાં નાસીને ભરાઈ બેઠા; પણ અફગાન લોકોએ એ ગામની આસપાસ એક જબરી ચોકી ફરતી મૂકી અને બીજે

દિવસે ગામમાં ભરાયલા બધા લોકોને બહાર કાઢ્યા. તેમને ખાવાની થોડીક ધાણી ને પીવાને થોડુંક પાણી આપવામાં આવ્યાં. પછી તેઓમાંનાં બૈરાંછોકરાંને ગુલામ તરીકે હાંકી મૂકવામાં આવ્યાં અને મરદોને કાપી નાખ્યા. ક્રૂર **અફગાન** લોકોએ બીલકુલ દયા બતાવી નહિ.

૧૭. **ભાઉ**નું શબ રણમાં માલમ પડ્યું. **સિંધિઆને** પકડ્યો ને મારી નાખ્યો અને **ઇબ્રાહીમ** તેના ઘાથી મરણ પામ્યો. **હોલકર** ને **ગાયકવાડ** નાસી ગયા. એમ કહે છે કે ૨,૦૦,૦૦૦ **મરાઠાઓએ પાણિપત**ની લડાઈમાં જીવ ખોયો.

૧૮. એક **હિંદુ** સાહુકારે **દક્ષિણ**માં આ ખબર કાગળમાં લખી મોકલી. એ કાગળ **પેશ્વા** પાસે ગયો. એમાં આટલાજ શબ્દો લખ્યા હતાઃ—

"બે મોતીઓ ગળાઈ ગયાં છે, સત્તાવીસ સોનાના સિક્કા ખોવાઈ ગયા છે, અને રૂપાના ને તાંબાના તો એટલા બધા ગયા છે કે તેનો સરવાળો કરી શકતો નથી."

બે મોતી તે **ભાઉ** ને **વિશ્વાસરાવ**, અનુક્રમે **પેશ્વા**ના પિતરાઈ ભાઈ અને પુત્ર હતા, સોનાના સિક્કા તે બીજા **મરાઠા** સરદારો, અને રૂપાના ને તાંબાના સિક્કા તે સિપાઈઓ.

૧૯. આ પ્રમાણે **દિલ્હી**માં રહી આખા **હિંદુસ્તાન** પર રાજ્ય ચલાવવાના, બે **પેશ્વા**ના તરંગનો નાશ થયો ત્યારપછી થોડે દિવસે **બાલાજીરાવ** શોકમાં ને શોકમાં મરણ પામ્યો અને

કહે છે કે ભાગ્યેજ કોઈ એવું મરાઠા કુટુંબ હશે કે તેમાં પાણિ-પતના યુદ્ધમાં થયલા મરણને લીધે દિલગીરી ફેલાઈ નહિ હોય.

---

## ૩૯. હિંદુસ્તાનમાં અંગ્રેજી સત્તાના સ્થાપક રૉબર્ટ ક્લાઇવ વિષે વાર્તાઓ.

૧. રૉબર્ટ ક્લાઇવ સર્વથી વધારે નામીચા અંગ્રેજોમાંનો એક હતો. જ્યારે એ નાનો છોકરો હતો ત્યારે બીજા છોકરાઓ સાથે લડવાનો એટલો બધો શોખીલો હતો કે એને શી રીતે સુધારવો તેની એના બાપને સમજણ પડતી નહોતી. તેથી એણે એને નિશાળે મૂક્યો.

૨. નિશાળમાં પણ તેને લડાઈ સિવાય બીજું કંઈ કરવું ગમતું નહોતું. નાના નાના છોકરાઓની ટોળીઓ બાંધી તે તેનો સરદાર થતો અને હથિયારને ઠેકાણે તેમને પથરા આપતો. એવી ટોળીને લઈને તે ગામડાના દુકાનદારો પર હુમલો કરતો અને તેમની પાસે પૈસા કઢાવતો અને તે પૈસા ન આપે તો તેમની બારીઓ ભાંગી નાખતો. શિક્ષકો તેનાથી બીતા, પણ બધા છોકરાઓ તેને ચહાતા હતા; કેમકે ઘણી છોકરાઓની રમતોમાં તે તેમનો સરદાર થતો. અભ્યાસ પર તો તેનું દિલજ ચોંટતું નહોતું.

૩. એક વખત, જ્યારે નિશાળમાં ભણતો હતો ત્યારે તેણે એક દુકાનને ઘેરો ઘાલ્યો અને પાસેની ખાડીમાં પોતે સૂઈ રહ્યો. આથી તેણે ખાડીમાં પોતાના શરીર વડે એક જાતનો

પુસ્તો બનાવ્યો અને તેમાંનું બધું પાણી બીજી દિશાએ વાળી દુકાનમાં રેલંરેલ કરી મૂકી. નિશાળના બધા શિક્ષકો એકમતે કહેતા કે દુનિયામાં તે કંઈ સારૂં કામ કરવાનો નથી. તેઓ



રૉબર્ટ ક્લાઇવ.

કહેતા કે આ નિશાળે એના જેવો કમનસીબ છોકરો અગાઉ કોઈ આવ્યો નથી. આખરે તેણે નિશાળ છોડી અને પોતાને વતન પાછો ગયો.

૪. તેનો બાપ એક સારા કુળનો હતો, પણ તે દેવામાં ડૂબેલો હતો. તેણે કહ્યું, "આ છોકરાનું મારે શું કરવું? એનામાં બીલકુલ બુદ્ધિ નથી. એ ખરેખરો મૂર્ખ છે." તેના એક મિત્રે કહ્યું, "એને હિંદુસ્તાન મોકલી દો, એટલે અહિંથી એનું કાસળ જાય." એના બાપે વિચાર્યું કે આ સલાહ સારી છે. આ ઉપરથી છોકરાનું કાસળ કાઢવા માટે તેણે તેને માટે ઈસ્ટ—ઈંડિઆ કંપનિમાં એક જગા શોધી કાઢી અને તેને હિંદુસ્તાન મોકલી દીધો.

૫. તે દહાડે વહાણને ઇંગ્લંડથી હિંદુસ્તાન પહોંચતાં લગભગ એક વરસ થતું; કેમકે હમણાના જેવી તે વખતે ઉતાવળી આગબોટો નહોતી. આસરે બાર માસમાં તરુણ રૉબર્ટ મદ્રાસ પહોંચ્યો. તે વખતે તેને કોઈ મિત્ર નહોતા અને તેની ઉંમર માત્ર ઓગણીસ વરસની હતી. કંપનિની કચેરીમાં તેને કારકુનની જગાએ નીમવામાં આવ્યો.

૬. કારકુન તરીકે તેને આખો દહાડો કચેરીમાં બેસવું પડતું, કાગળો લખવા પડતા, અને જે સામાન ખરીદાતો અને વેચાતો તેની યાદીની નકલ કરવી પડતી. આ કામ તેને બીલકુલ ગમતું નહોતું. મદ્રાસના સખ્ત તાપથી અને આવી નીરસ જિંદગી તેને ગાળવી પડતી હતી તેથી તેની તબીઅતમાં બગાડ થયો. તેણે ઘેર કાગળ લખ્યો કે ઇંગ્લંડ છોડ્યા પછી મારો એક દિવસ પણ સુખમાં ગયો નથી. તે એવો દુ:ખમાં હતો કે જિંદગીથી તે તદ્દન કંટાળી ગયો હતો.

૭. એટલામાં તેને એક મિત્ર મળવા આવ્યો. મેજ પર એક પિસ્તોલ પડી હતી. ક્લાઇવે કહ્યું, "એને હાથમાં લો અને બારીમાંથી ફોડો." તેના મિત્રે તેના કહ્યા પ્રમાણે કર્યું અને પિસ્તોલ ફોડી તે નકામી ગઈ કે તરતજ ક્લાઇવ એકદમ ઊઠીને ઊભો થયો અને બોલ્યો, "ઈશ્વરે મારે માટે ભવિષ્યમાં કંઈ સારૂં નિર્માણ કર્યું જણાય છે. તમારા આવતા પહેલાં મેં બે વાર મારા માથાની સામા તાકીને પિસ્તોલ ફોડી અને તે બંને વખત ફૂટી નહિ."

૮. હાલ તેને જે કામ કરવું પડતું હતું તે પર તેને ઘણો તિરસ્કાર હતો. તે એવો મગરૂર હતો કે પોતાથી ઊંચા દરજ્જાવાળા માણસો સાથે તેને મૈત્રી કરવી ગમતી નહિ. એક વખત ત્યાંના ગવર્નરના સેક્રેટરિ તરફ તેણે ઘણી અસભ્યતા બતાવી અને સેક્રેટરિએ તે માટે દિલગીરી બતાવવાનો તેને હુકમ કર્યો. તે જાણતો હતો કે હુકમ માથે ચઢાવ્યા વિના છૂટકો નથી. પોતાની મરજી બીલકુલ નહોતી તોપણ તે સેક્રેટરિ પાસે ગયો અને કહ્યું, "મેં તમને તોછડાઈ બતાવી તે માટે હું દિલગીર છું." સેક્રેટરિની મરજી તે તરુણ કારકુન તરફ દયા બતાવવાની હતી તેથી તેણે કહ્યું, "ઠીક, હવે એ વિષે વિચાર ન લાવશો. આજે રાત્રે મારે ઘેર આવજો ને મારી સાથે જમજો." ક્લાઇવે કહ્યું, "ના, સાહેબ, એ મારાથી નહિ બને. ગવર્નરે તમારી સાથે જમવાનો મને હુકમ કર્યો નથી."

૯. એવી કોણ કલ્પના બાંધી શકે કે આ મગરૂર, માથાનો ફરેલ, મૂર્ખ, અને મિત્ર વગરનો છોકરો આજથી દસ વરસ રહીને તે સમયનો પ્રખ્યાતમાં પ્રખ્યાત માણસ બનશે, રાજાઓને જીતશે, અને અમર નામ મૂકી જશે.

૧૦. થોડા મહીના રહીને અંગ્રેજ લોકોને ફ્રેન્ચ લોકો સાથે લડાઈ થઈ. આ ખબરથી કલાઇવના મનમાં નવું જોમ પેદા થયું. તે તરતજ ગવર્નરની પાસે ગયો અને મને લશ્કરમાં મોકલો એવી માગણી કરી. અત્યારસુધીમાં ગવર્નરને માલમ પડ્યું હતું કે કચેરીમાં કારકુન તરીકે એ કંઈ કામનો નથી, તેથી તેણે તેને લશ્કરમાં નવા, હલકા અમલદારની જગા આપી. હવે આખરે કલાઇવને લાગ્યું કે હું સુખી થયો છું. જન્મથીજ તેનામાં યોદ્ધાના ગુણ હતા. તે ક્ષત્રિય વીર જેવો હતો અને લડવું ને રાજ્ય કરવું એજ તેની જિંદગીનો ધંધો હતો. તે કંઈ વૈશ્ય જેવો નહોતો અને વેપાર કરવાને તે જન્મેલો નહોતો.

૧૧. સાધારણ રીતે અમલદારને લડાઈની કળા શિખવવી પડે છે. તેને કેવી રીતે લડવું, કેવી રીતે સિપાઈઓને કસરત કરાવવી, અને કેવી રીતે લશ્કરની સરદારી કરવી તેની કેળવણી આપવી પડે છે. પણ કલાઇવને આમાંની કશી બાબતની કેળવણીની જરૂર નહોતી. બીજા માણસો પર કેવી ઉત્તમ રીતે તે સરદારી કરી શકશે તે તેણે તરતજ બતાવી આપ્યું. જોખમને તો તે હસી કાઢતો હતો અને ભય કોનું નામ તે તે જાણતો નહોતો.

દેશી સિપાઈઓનો તેના પર ઘણો પ્રેમ હતો અને તેની સરદારી નીચે તે જ્યાં લઈ જાય ત્યાં જવા તેઓ રાજી હતા. તેઓએ તેને "સાબિત–જંગ" એટલે યુદ્ધમાં સ્થિર એવું નામ આપ્યું હતું.

૧૨. લશ્કરમાં દાખલ થયા પછી થોડે દહાડે તે એક બીજા તરુણ અમલદાર જોડે પાનાં રમતો હતો. બંને પૈસાની સરત બકી જુગાર રમતા હતા. ક્લાઇવ હાર્યો, પણ તેને માલમ પડ્યું કે રમનારામાંના એકે લુચ્ચાઈ કરી હતી, તેથી તેણે કહ્યું "હું કંઈ ઠગારાને પૈસા આપવાનો નથી." તે જમાનામાં જો એક ગૃહસ્થ બીજા ગૃહસ્થને ઠગારો કે જુટ્ઠો કહે, તો જે ગૃહસ્થ પર તહોમત મુકાયું હોય તેણે બીજા સાથે કુસ્તી કરી આરોપ-માંથી મુક્ત થવું જોઈએ એવો રિવાજ હતો. તે તેમ ન કરે તો તેને દરેક જણ બાયલો કહેતો.

૧૩. બે જણ વચ્ચેનું આ પ્રકારનું યુદ્ધ દ્વન્દ્વયુદ્ધ કહેવાતું. પેલા અમલદારે એકદમ ક્લાઇવને પોતાની સાથે પિસ્તોલથી લડવા બોલાવ્યો. તેઓ બંને પંદર કદમ દૂર ઊભા. ક્લાઇવે પહેલી પિ-સ્તોલ મારવાની હતી. તેણે તેમ કર્યું, પણ નિશાન ચૂકી ગયો.

૧૪. હવે પેલા અમલદારનો વારો પિસ્તોલ મારવાનો આવ્યો. તે ક્લાઇવ ઊભો હતો ત્યાં તેની પાસે આવ્યો, પોતાની પિસ્તોલ માથાની નજીક રાખીને કહ્યું, "હાર્યા છો માટે સરતમાં નક્કી કરેલા પૈસા આપો અને મને લુચ્ચો કહ્યો તેને માટે દિલ-ગીરી બતાવો, નહિ તો હું પિસ્તોલથી મારૂં છું." ક્લાઇવે કહ્યું,

"ભલે પિસ્તોલ છોડો. મેં તમને લુચ્ચા કહ્યા છે ને હું તમને હજી પણ લુચ્ચા કહું છું. હું તમને કદી પૈસા આપવાનો નથી." પણ પેલા અમલદારે પિસ્તોલ છોડી નહિ.

૧૫. પછી કલાઇવે ફ્રેન્ચને હરાવ્યા અને દક્ષિણમાં અંગ્રેજ લોકોની સત્તાને સર્વોપરિ ને સર્વથી બળવાન્ બનાવી. પછી તે ઉત્તર હિંદુસ્તાનમાં ગયો, બંગાળાના મુસલમાન નવાબને હરાવ્યો, અને અંગ્રેજ લોકોને બંગાળાના રાજ્યકર્તા બનાવ્યા. તે ઘણો પૈસાદાર ને પ્રખ્યાત થયો અને ઈંગ્લંડના રાજાએ તેને ઉમરાવ બનાવ્યો. તેના વિષેનો બધો વૃત્તાન્ત તમે ઉપલા ધોરણમાં હિંદુસ્તાનના ઇતિહાસમાં શીખશો.

## ૪૦. વૉરન હેસ્ટિંગ્સ વિષે વાતો. મારા દાદાએ ખોયલી જમીન હું પાછી મેળવીશ એમ તેણે કેવી રીતે કહ્યું.

૧. રૉબર્ટ કલાઇવથી ઊતરતો હિંદુસ્તાનમાં ઘણોજ પ્રખ્યાત અંગ્રેજ વૉરન હેસ્ટિંગ્સ હતો. તે કલાઇવના કરતાં દસ વરસે નાનો હતો અને કલાઇવે જે કામનો આરંભ કર્યો હતો તે તેણે પૂરૂં કર્યું. કલાઇવ મદ્રાસમાં ઇસ્ટ ઈંડિઆ કંપનિની નોકરીમાં કારકુન તરીકે દાખલ થયો હતો. ત્યારપછી છ વરસ રહીને હેસ્ટિંગ્સ બંગાળામાં કારકુન તરીકે ગયો હતો.

૨. કલાઇવની પેઠે હેસ્ટિંગ્સ એક ગરીબ માબાપનો છોકરો હતો. ઇંગ્લંડની પશ્ચિમમાં એક ગામ છે. ઈંગ્લંડમાં જ્યારે નૉર્મન રાજાઓ રાજ્ય કરતા હતા તે સમય એટલે સુલતાન

મહમૂદ ગિઝનીમાં રાજ્ય ચલાવતો હતો તે સમયને સુમારેથી હજાર વરસ લગણ એ ગામમાં થોડીક જમીન હેસ્ટિંગ્સની માલિકીની હતી. પણ તેનું કુટુંબ દુર્દશામાં આવ્યું હતું અને હેસ્ટિંગ્સ જન્મ્યો તે પહેલાં તેના દાદાને પોતાનું કરજ આપી દેવા માટે એ જમીન લંડનના એક વેપારીને વેચી દેવી પડી હતી.



વૉરન હેસ્ટિંગ્સ.

૩. જ્યારે તે બાળક હતો અને તેની ઉંમર માત્ર સાત વરસની હતી, ત્યારે તેના ગામમાં જે નાની નદી વહે છે તેને કિનારે તે ઘણીવાર સૂતો. ત્યાં એક દિવસે પાછલે પહોરે સૂર્ય બરાબર પ્રકાશતો હતો ને વાદળાં નહોતાં ત્યારે તે પોતાના મનમાં બોલી ઊઠચો, "હું જ્યારે મોટો થઈશ ત્યારે મારા વડીલોની જમીન ખરીદ કરી પાછી મેળવીશ." બાળપણનો આ વિચાર તેના મનમાંથી કદી ગયો નહિ. મોટો થયો ત્યારે એ વિચાર હમેશ તેના મનમાં રમ્યા કરતો.

૪. હેસ્ટિંગ્સનો પિતા ઘણો ગરીબ હતો તેથી તેનો કાકો તેની સંભાળ લેતો. તેણે તેને ઈંગ્લંડમાં એક ઉત્તમ નિશાળે

મૂક્યો. ઇંગ્લંડમાં સારામાં સારી નિશાળોમાંની તે એક છે અને ઘણા પ્રસિદ્ધ માણસોએ ત્યાં કેળવણી લીધી છે. બાળક હતો ત્યારે હેસ્ટિંગ્સ ક્લાઇવનાથી તદ્દન જુદીજ તરેહનો હતો. તે તો હોશિયાર હતો, પુસ્તકો પર તેનો પ્રેમ હતો, અને નિશાળમાં ભણતો ત્યારે ઉદ્યોગી હતો. વિદ્યાર્થીઓની યાદીમાં તેનું નામ સર્વથી ઉપર હતું. સર્વ શિક્ષકો તેને ચહાતા હતા.

૫. તેની ઉંમર સોળ વરસની થઈ ત્યારે તેનો બીજો કાકો તેનો વાલી હતો. તે ઇસ્ટ ઇંડિઆ કંપનિમાં એક આગેવાન કારભારી હતો. તેની મરજી એવી થઈ કે હેસ્ટિંગ્સને નિશાળ છોડાવી દેવી અને કારકુન તરીકે હિંદુસ્તાન મોકલવો. તે નિશાળના મુખ્ય શિક્ષકે કહ્યું, "એ હજી બાળક છે, કારકુનની નોકરી કરવાને લાયક ઉંમરનો નથી. એને હજી અહિં થોડો વખત વધારે રહેવા દો. એને ભણવાનો જે ખર્ચ થશે તે હું આપીશ અને એને ઑક્સફર્ડમાં કૉલેજમાં મોકલી આપીશ. ત્યાં એ ઘણો વિદ્વાન્ ને મોટો પંડિત થશે."

૬. એનો કાકો વેપારી હતો, તેથી તેણે જવાબ દીધો, "ના, એ બરાબર નથી. હવે એણે સારા અક્ષર લખતાં ને હિસાબ રાખતાં શીખવું જોઈએ; કેમકે એને જિંદગીમાં વેપારનો ધંધો કરવાનો છે." તે જમાનામાં ઉત્તમ નિશાળોમાં પણ છોકરાઓને લૅટિન ને ગ્રીક સિવાય બીજું કંઈ ભાગ્યેજ શિખવવામાં આવતું આ કારણથી હેસ્ટિંગ્સને નામાની બીજી નિશાળે મૂકવામાં

આવ્યો. અહિં તે એક વરસ રહ્યો, અને સારા અક્ષર લખતાં, હેસાબ રાખતાં, ને નામું લખતાં શીખ્યો. પછી તેના કાકાએ તેને કહ્યું કે ઇસ્ટ ઇંડિઆ કંપનિના ડિરેક્ટરોને અરજી કર ને તેમની પાસે કારકુનની જગા માગ. હેસ્ટિંગ્સે જે અરજી કરી તે અરજી ઇસ્ટ ઈંડિઆ કંપનિની કચેરીમાં રાખી હતી અને હજી પણ તે મેળવી શકાય. નીચે તેનો તરજુમો આપ્યો છેઃ–

મહેરબાન યુનાઇટેડ ઇસ્ટ ઈંડિઆ કંપનિના માનવંતા ડિરેકટર સાહેબોની જનાબમાં

નીચે સહી કરનાર, સોળ વરસની ઉમરના વૉરન હેસ્ટિંગ્સની નમ્રતાપૂર્વક સલામ સાથે અરજ એ છે કે હું સારા અક્ષર લખતાં ને હિસાબ રાખતાં શીખ્યો છું અને હિંદુસ્તાનમાં આપ નામદાર સાહેબની સેવામાં કારકુન તરીકે દાખલ થવાની મને બહુ ઉત્કંઠા છે; માટે આપને વિનતિ કરૂં છું કે મહેરબાની કરી કારકુનની જગાએ મારી નિમણુક કરશો. મારી ફરજ હું ઘણાજ ઉદ્યોગ ને ખંતથી તેમજ એકનિષ્ઠાથી બજાવવાનું હું આપ નામદારને વચન આપું છું; અને આપ નામદારની મરજી પ્રમાણે જામીનગીરી આપવા બંધાઉં છું. આપ મારા પર કૃપા કરી મને જગા આપશો તો મારી ફરજ પ્રમાણે હું આપ નામદારના દીર્ઘાયુષ્ય માટે ઈશ્વરની પ્રાર્થના કરીશ.

આપ નામદારનો નમ્ર સેવક,

**વૉરન હેસ્ટિંગ્સ.**

જે જગા માટે તેણે અરજી કરી હતી તે તેને મળી. આથી તે તરુણ પુરૂષને આનન્દ થયો. તેણે મનમાં વિચાર કર્યો, "હું હિંદુસ્તાન જઈશ તો ખૂબ મહેનત કરીશ ને નોકરીમાં ઊંચે ઊંચે દરજ્જે ચઢીશ. હું મારા પગારમાંથી બચાવીશ, અને એક દિવસ ત્યાંથી અહિં પાછો આવીશ ને મારા ગામમાં મારી જમીન ખરીદ કરીશ."

૭. ક્લાઇવ ઇ. સ. ૧૭૪૪માં મદ્રાસ આવ્યો હતો ત્યારે તેની ઉંમર વીસ વરસની હતી. હેસ્ટિંગ્સ ઈંગ્લંડ છોડી હિંદુસ્તાન આવ્યો ત્યારે એનાથી નાનો હતો. તે ઇ. સ. ૧૭૫૦માં કલકત્તા પહોંચ્યો ત્યારે તેની ઉંમર માત્ર સત્તર વરસની હતી. ત્યારથી વીસ વરસ દર્મિયાનમાં સત્તર વરસનો આ કાચી ઉંમરનો છોકરો હિંદુસ્તાનના ગવર્નર જનરલની મોટી પદવી પામવા ભાગ્યશાળી થયો.

---

## ૪૧. વૉરન હેસ્ટિંગ્સે બંગાળા પર શી રીતે રાજ્ય ચલાવ્યું તે વિષે.

૧. ઇ. સ. ૧૭૭૪માં વૉરન હેસ્ટિંગ્સ હિંદુસ્તાનનો પહેલો ગવર્નર—જનરલ નીમાયો, અને એ દરજ્જા પર તેણે અગિયાર વરસ કામ કર્યું. તેને ઘણી સખ્ત મહેનત કરવાની હતી; તેની પછી જે કોઈ ગવર્નર—જનરલ આવ્યા તે બધા કરતાં તેનું કામ ઘણું મુશ્કેલીભરેલું હતું. તેને વેપારીનું કામ કરવાનું હતું, તેમજ એક રાજ્યતન્ત્રીનું કામ પણ કરવાનું હતું.

૨. હિંદુસ્તાનમાં પ્રાચીન સમયમાં ક્ષત્રિય રાજાનું કામ રાજ્ય કરવાનું હતું, બ્રાહ્મણનું કામ તેને કેમ રાજ્ય ચલાવવું તેનો ઉપદેશ કરવાનું હતું, અને વૈશ્યનું કામ વેપાર ચલાવવાનું હતું. હેસ્ટિંગ્સને તો એ ત્રણેનાં કામ એકી વખત એકલાને કરવાનાં હતાં. ઈંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચેનો વેપાર કંપનિને ફાયદાકારક થાય એવી તેને ગોઠવણ કરવાની હતી અને એ પ્રમાણે ઈંગ્લંડના વેપારીઓને પ્રસન્ન કરવા એ તેનું કામ હતું; વળી તેણે બંગાળા ઉપર એવી રીતે રાજ્ય ચલાવવું જોઈએ કે તેથી ત્યાંની પ્રજાની આબાદી ને સુખમાં વધારો થાય. પોતાના હાથ નીચેના તરુણ અંગ્રેજી કારકુનોને રાજ્ય કરતાં ને વેપાર કરતાં શિખવવું એ પણ એની ફરજ હતી. આ ઉપરાંત તેની ફરજ મુંબઈ ને મદ્રાસના ગવર્નરો પર દેખરેખ રાખવાની હતી, તેને પોતાની સલાહ આપી મદદ કરવાની હતી, અને જરૂર પડે તો દ્રવ્ય અને લશ્કરની પણ મદદ મોકલવાની હતી. તેની તરફ ખરાબ લાગણી ધરાવનારા અમલદારો તેને ધિક્કારતા હતા, તેના કામમાં વિક્ષેપ નાખતા હતા, અને તેને ખરાબખસ્તે કરવાની કોશીશ કરતા હતા; છતાં તેને ઉપર પ્રમાણે બધું કામ કરવું પડતું.

૩. તેની સભાના ગૃહસ્થો અંગ્રેજ હતા. તેઓ જો સારા માણસો હોત ને સાચા હોત તેમજ તેમણે જો એને મદદ કરી હોત, તો એનું કામ આટલું બધું અઘરૂં ન થાત. પણ સભામાંનો એકજ ગૃહસ્થ બંગાળામાં અગાઉ હતો. તેણે હેસ્ટિંગ્સને મદદ

કરી, પણ બીજા ત્રણ ગૃહસ્થોને કંપનિએ ઈંગ્લંડથી મોકલ્યા હતા, અને તેમને બંગાળા દેશ કે ત્યાંની પ્રજા વિષે કંઈ માહીતી નહોતી.

૪. આ ત્રણમાંનો એક ફ્રાન્સિસ એમ ધારતો હતો કે મનેજ ગવર્નર—જનરલ બનાવવો જોઈતો હતો. આ કારણથી તેણે હેસ્ટિંગ્સને પાયમાલ કરવાનો પ્રયત્ન કર્યો. તેના મનમાં એવી આશા હતી કે તેને ગવર્નર—જનરલની પાયરી પરથી ઉતારી મૂકું તો મને એ પાયરી મળશે. બીજા બે સભાસદો તેના પક્ષમાં હતા. તેઓ દરેક બાબતમાં ગવર્નર—જનરલની સામા થતા. પ્રજાના ભલાને માટે તે જે કંઈ યોજના તૈયાર કરતો તેને ભાંગી પાડવાનો તેઓ પ્રયત્ન કરતા.

૫. આ બધાં કારણોને લીધે હેસ્ટિંગ્સનું કામ મૂળ તો મુશ્કેલ હતું, તે બમણું મુશ્કેલ થયું. તે સ્વભાવે નરમ હતો અને ધીરજ ને શાન્તિથી કામ કરતો; પણ તે પોતાના વિચારમાં દૃઢ રહેતો અને સામા થતા તેમને લગાર પણ તાબે થતો નહોતો કે પોતાનો મુદ્દો છોડી દેતો નહોતો. મિ. ફ્રાન્સિસ સામો થયો તેને લેખવ્યા વિના તેણે સાત વરસ પોતાનો કારભાર ચલાવ્યો. પણ ત્યારપછી તેનાથી સહન કરી શકાયું નહિ. જ્યારે ફ્રાન્સિસે પોતે આપેલું વચન તોડ્યું ત્યારે હેસ્ટિંગ્સે સભાના કારભારના પુસ્તકમાં એવી નોંધ કરી કે એ સાચું બોલ્યો નહિ, માટે મારાથી એના પર વિશ્વાસ રાખી શકાયો નહિ.

૬. ફ્રાન્સિસે કહ્યું કે આ તો મારૂં અપમાન થયું; આ કારણથી આગળ ક્લાઇવના વૃત્તાન્તમાં આપણે જોયું તે પ્રમાણે તે જમાનાના રિવાજને અનુસરીને તેણે ગવર્નર–જનરલને કહ્યું કે તમે મારી સાથે દ્વન્દ્વયુદ્ધ કરો કે સાચો કોણ છે ને જૂઠો કોણ છે તે જણાઈ જશે. હેસ્ટિંગ્સ તૈયાર થયો. તેમણે પિસ્તોલ ફોડી લડાઈ લડવા કબૂલ કર્યું. પ્રાતઃકાળે વહેલા તેઓ બંને ભેગા થયા. તેઓ એક બીજાથી ૧૪ કદમને છેટે ઊભા રહ્યા. પહેલી પિસ્તોલ ફ્રાન્સિસે છોડી, પણ તે નિશાન ચૂકી ગયો. હેસ્ટિંગ્સે પિસ્તોલ છોડી ગોળીબાર કર્યો નહિ, ત્યારે ફ્રાન્સિસે બીજી પિસ્તોલ લીધી. બંને જણે એક બીજા પર સાથે પિસ્તોલ છોડી. ફ્રાન્સિસને ગોળી વાગી અને તે જમીન પર પડી ગયો. હેસ્ટિંગ્સને ગોળી વાગી નહિ.

૭. એક અઠવાડીઆમાં ફ્રાન્સિસને આરામ થયો; પણ ત્યારપછી ચાર મહીના રહીને તે પાછો ઇંગ્લંડ ગયો. ત્યાં તેનાથી બન્યું તેટલું હેસ્ટિંગ્સને ખરાબ કરવાને મથન કર્યું. આ બન્યા પહેલાં લાંબો વખત અગાઉ બીજા બે સભાસદો જેમણે ફ્રાન્સિસને મદદ કરી હતી તેઓ કલકત્તામાં મરણ પામ્યા હતા અને આખરે કંપનિ અને પ્રજાના કલ્યાણને માટે કામ કરવાને હેસ્ટિંગ્સ સ્વતન્ત્ર થયો.

---

## ૪૨. (વૉરન હેસ્ટિંગ્સ—જારી). તેના પર કેવી રીતે કામ ચલાવવામાં આવ્યું, તેમાંથી તે કેવી રીતે નિર્દોષ ઠર્યો, અને તેણે પોતાનું ગામ કેવી રીતે ખરીદ્યું.

૧. વૉરન હેસ્ટિંગ્સ ત્રેપન વરસનો થયો હતો. તેણે ત્રીસથી વધારે વરસ ઘણી સખ્ત મહેનત કરી હતી અને હવે તે થાકી ગયો હતો. પોતાના અસલ વતનમાં અસલને ઘેર તે શાન્ત જિંદગી ગુજારવા ઇચ્છતો હતો અને તેથી તેણે પોતાની જગાનું રાજીનામું આપ્યું અને ઇંગ્લંડ પાછો ફર્યો.

૨. તે સ્વદેશ પહોંચ્યો કે તરતજ તેના પર તેના શત્રુઓએ સખ્ત આરોપો મૂક્યા. જ્યારથી ફ્રાન્સિસ ત્યાં પાછો ફર્યો હતો ત્યારથી તે આળસુ બેસી રહ્યો નહોતો. તેણે ગવર્નર-જનરલ વિષે જૂઠી વાતો કહી હતી, અને તેને જેઓ ધિક્કારતા હતા તે બધા તેને મદદ કરતા હતા; કેમકે દેશીઓ પાસેથી નજરાણાં લેવાનો જૂનો રિવાજ તેણે અટકાવ્યો હતો.

૩. ફ્રાન્સિસની આગેવાની નીચે એ શત્રુઓએ પાર્લમેન્ટની સભાઓમાં તેની સામા ખોટાં તહોમતો મૂક્યાં. આ ઉપરથી તેના પર કામ ચાલ્યું ને એ ભારે મુકદ્દમો સાત વરસ પહોંચ્યો. એવો લાંબો ને પ્રખ્યાત મુકદ્દમો ઇંગ્લંડમાં બીજો એક ચાલ્યો નથી. રાણી, શાહજાદો ને શાહજાદીઓ, ડ્યૂકો ને બિશપો, તેમજ પોતાની પત્નીઓ સાથે ઉમરાવો, અને પોતાના ઝભ્ભા પહેરેલા ન્યાયાધીશો એ સર્વ મુકદ્દમો સાંભળવા આવ્યા હતા.



પાર્લમેન્ટનું સભાગૃહ.

૪. તે સમયના મોટામાં મોટા વકીલોને એ કામમાં રોકવામાં આવ્યા હતા. તેમણે હેસ્ટિંગ્સના પર નીચમાં નીચ તહોમતો મૂક્યાં અને તેણે જૂઠું બોલવાનો, ખોટા કસમ ખાવાનો, લૂટવાનો, ક્રૂરતાનો, ઠગાઈનો, અને જુલમ કરવાનો, એવા ગુના કર્યા છે એમ સાબીત કરવા પ્રયત્ન કર્યો. તેમણે કહ્યું કે એણે એવા ભારે ગુના કર્યા છે કે તેનું બરાબર વર્ણન કરવાને અંગ્રેજી ભાષામાં શબ્દો નથી.

૫. મુખ્ય વકીલનું ભાષણ એવું તો અદ્‌ભુત હતું અને તેના શબ્દોની શક્તિ એવી તો પ્રબળ હતી કે હેસ્ટિંગ્સે એક મિત્રને કહ્યું કે અર્ધા કલાક સુધી મેં તેને તાજુબીથી જોયાજ કીધો અને હું જાણે દુનિયામાં દુષ્ટમાં દુષ્ટ માણસ ન હોઉં એમ મને લાગ્યું.

૬. આ મુકદ્દમા પછી ઘણાં વરસ રહીને આ વકીલ હેસ્ટિંગ્સને ભેગો થયો. તેઓ બંને તે વખતે ઈંગ્લંડનો રાજ્ય-કારભાર ચલાવનાર રાજકુમારના પરોણા હતા. રાજકુંવરે બંનેની વચ્ચે સલાહ કરાવા કોશીશ કરી. વકીલ હેસ્ટિંગ્સની પાસે ગયો ને તેની સાથે હસ્તધુનન (શેક હૅંડ) કરવાની તેની મરજી થઈ. તેણે કહ્યું કે મી૦ હેસ્ટિંગ્સ, તારે એમ ન ધારવું કે તું ગુનેગાર છે, એમ હું ખરેખર માનતો હતો. મુકદ્દમામાં મેં જે કહ્યું તે માત્ર વકીલ તરીકે કહ્યું હતું; કેમકે વકીલનું કામ પોતાનો મુકદ્દમો સાબીત કરવાનું અને તે જીતવાને બને તેટલો પ્રયાસ કરવાનું

છે. પણ હેસ્ટિંગ્સ તેનાથી પાછો હઠ્યો અને તેને મિત્રભાવ દર્શાવ્યો નહિ.

૭. તે એક શબ્દ પણ બોલ્યો નહિ; પણ તેની તરફ તાકી તાકીને જોઈ સહજ માથું નમાવી ચાલ્યો ગયો. વકીલે પોતાનો મુકદ્દમો જીતવાને માટે પણ કોઈ માણસને પાયમાલ કરવો અને તેને માટે જૂઠી જૂઠી વાતો કરવી એ તેને વાજબી કે પ્રામાણિક લાગ્યું નહિ, અને એવા માણસનો સત્કાર કરવાનું કે એની સાથે દોસ્તી બાંધવાનું મન એ કદી કરી શક્યો નહિ.

૮. આખરે જ્યારે એ પ્રસિદ્ધ મુકદ્દમો પૂરો થયો, ત્યારે તે મોટા ગવર્નર–જનરલને તેના પર જે જે તહોમતો હતાં તે બધાંમાંથી નિર્દોષ ઠેરવવામાં આવ્યો. આ પ્રમાણે તેને નિર્દોષ જાહેર કરવામાં આવ્યો તોપણ તેનો મુકદ્દમો સાત વરસ ચાલ્યો હતો તે દર્મિયાન તેને વકીલોને પોતાના બચાવ માટે પુષ્કળ પૈસા આપવા પડ્યા હતા અને તેથી તે ઘણી કંગાલ અવસ્થામાં આવી ગયો હતો. તોપણ તેણે ઇસ્ટ–ઇંડિઆ કંપનિની લાંબો વખત નિમકહલાલીથી સેવા બજાવી હતી તેના બદલામાં કંપનિએ તેના મુકદ્દમાનો સઘળો ખર્ચ આપ્યો અને જીવ્યો ત્યાંસુધી સારી રકમ પેન્શન તરીકે આપી.

૯. એ દર્મિયાનમાં હેસ્ટિંગ્સે પોતાના ગામમાં પોતાના ઘરડાવરડાની જમીન પાછી ખરીદી હતી અને ત્યાં ઘણાં વરસ તેણે સુખશાન્તિમાં ગાળ્યાં. તેની તરફ બધા લોકો બહુ માનની

નજરથી જોતા. તેને ઇંગ્લંડની પ્રિવિ કાઉન્સિલ નામના પ્રધાન-મંડળનો સભ્ય બનાવ્યો હતો અને એક વાર જ્યારે તેને પાર્લ-મેંટમાં જવાનો પ્રસંગ આવ્યો ત્યારે અમીરની સભા ને આમની સભાના બધા સભ્યો હેસ્ટિંગ્સ દાખલ થયો કે તરતજ તેના માનમાં ઊભા થયા અને માથેથી ટોપી ઉતારી હાથમાં લીધી.

આ પુસ્તક મણિલાલ ઈચ્છારામ દેશાઇએ ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું,
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ-મુંબઈ.